# કે....એ....સી. ફારસો

લેખક

જદુરાય ડી. ખંધડીઆ



પ્રકાશક

ધી જનરલ બુક ડીપો

બુકસેલર એન્ડ પબ્લીશર

૧૧૬. કેશવબાગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ-૨

કિંમત રૂ. ૨-૮-૦

કે . . એ . . ન્સી ફારસો !



શ્રીયુત ચુનીલાલ કરસનદાસ

[ ઇન્કમટેક્ષ એક્ષપર્ટ ]

ધી જનરલ બુક ડીપો : મુંબઇ ૨

# રા. ચુનીલાલ કરસનદાસ જોબનપુત્રાનો
## ( ઇન્કમટેક્ષ કન્સલટન્ટ )
## ટુંક પરિચય

---

ઓરીબંદરથી કોટમાં જતી ટ્રામમાંના મુસાફરને જમણા હાથ તરફ 'એમ્પાયર સીનેમા'ના દરવાજા ઉપર એક જબરજસ્ત પાટીયું જણાશે. એ પાટીયાનું અને તેમાંના અક્ષરોનું રાક્ષસી કદ જોઇને જોનારા ઘડીભર થંભી જાય છે. એમાં લખેલું છે: "ચુનીલાલ કરસનદાસની કું. ઇન્કમટેક્ષના સલાહકારો." રાક્ષસી અક્ષરોમાં નામ ધરાવતી આ પેઢી કેટલીક મોટી હશે? તેનો માલીક કેટલો મોટો હશે? એ પ્રશ્નો ઘડીભર જોનારને વિચારમાં નાખી દેશે.

એ આલીશાન મકાનમાં, એક આલીશાન ઓફીસમાં એનની મુલાકાત લેતાં પહેલી નજરે આલીશાન પ્રતિભા ધરાવતી વ્યક્તિ 'ચુનીલાલભાઇ'ને જોવાથી જ દરેકને તેમની મોટપનો ખ્યાલ આવશે. ખરેખર ઇન્કમટેક્ષના જગતમાં તેઓશ્રી જેટલા મોટા છે તેટલા જ જીવનની હળવી દિશાઓમાં તેઓ હળવા અને વિનમ્ર છે એ હકીકત જ્યારે જગત જાણશે ત્યારે તેને જરૂર યાદ આવશે કેઃ—

"वज्रादपि कठोराणि मृदुनि कुसुमादपि"

ચુનીભાઇ એટલે મોટા છતાં નાના, શકિતમાન છતાં સરળ; પ્રતિભાશાળી છતાં નમ્ર. એમ દ્વિગુણોથી મિશ્રિત

તે એ. એમનાં જીવનમાં મસ્તી છે, આનંદ છે, સાહસ છે ને હસાહસ છે; આનંદી સ્વભાવની વ્યકિતઓને એમનું જીવન ખરેખર જાણુવા જેવું છે, કારણુ કે એ યુવકની પ્રતિભા પાછળ એક હસતી રમતી રંગીલી રસિક વ્યકિત છુપાયલી છે.

હજી પુરાં પચ્ચીસ વર્ષેય તેમને નથી થયાં. ૨૪ વર્ષની નાની ઉમ્મરે, થોડી કેળવણી છતાં, એક વકીલનેય આંટે એવી હજારો ઇન્કમટેક્ષના કેસોની પ્રેકટીસ ધરાવતો છતાં ૨૪ કલાક હસતો રમતો એ યુવક તે કોણુ? કંઇક ઓળખ આપું.

જામનગરના 'રણુજી' જાણીતા ક્રીકેટર છે, થોડાં વર્ષો પહેલાં દુનીઆનો મશહુર 'બોલર' ટાઇરન તેમનો અતિથિ થયેલો. એ બોલરને પરસેવો ઉતારનાર, એ બોલર પાસેથી 'Sticky bat' 'ગુંદરીઓ ખેલાડી' એવું સર્ટીફીકેટ મેળવનાર, જામસાહેબ સાથે ક્રીકેટ ખેલવાનું માન મેળવીને તેમની પાસેથી જરીના સાફાનું ઇનામ ખાટી જનાર, સ્વર્ગસ્થ લોહાણા યુવક હીરાલાલ કરસનદાસના નાનાભાઇ તે ચુનીલાલભાઇ.

ચિત્રાવડ (જામ તાબે) ના રહીશ ઠા. કરસનદાસ રાઘવજીના તે બીજા ચિરંજીવી. વારાસણુ ગામના રા. અમરશી દાવડાની પુત્રી સૌ. બાઇ ચતુરાબાઇની એમણે કુખ દીપાવી. માતુશ્રી અત્યારે ૫૧ દીવાળી જોઇ ચૂકયાં છે; પિતાશ્રી ૬૦ દિવાળી જોઇ ચુકયા; પરંતુ તેમની આ વાનપ્રસ્થ અવસ્થામાં તેમની આંખોનાં બે રત્નો તે આ

રામ-લક્ષ્મણુની જોડી: સ્વ. હીરાલાલભાઈ ને ચુનીલાલભાઇ. તેમને બીજા બે નાનેરા ભાઈ, જેમના નામ ચી. અમૃતલાલ (ઉ. વ. ૧૮) અને ચી. ભગવાનદાસ (ઉ. વ. ૧૪) તેમજ એક બ્હેન ચી. શાંતાબ્હેન (ઉ. વ. ૧૪) હાલ આ લીલી વાડીના આંબાની છાંયામાં પંખીઓ માફક વિદ્યાભ્યાસનો કલ્લોલ કરી રહ્યાં છે.

પિતાશ્રી જામનગરમાં મોદીખાનું ચલાવતા. ચુનીભાઇનો જન્મ ૧૯૦૫ના સપ્ટેંબરની ૧૫ મીએ જામનગરમાં થયો. પરંતુ વિદ્યાભ્યાસની રેખા તેમના હાથમાં બહુ ઝાંખી હતી. ૪ અંગ્રેજી જામનગરમાં, ૫મી ૬ઠી મુંબઇમાં અને મેટ્રીક વળી રાજકોટમાં એમ રઝળપાટમાં તેમનો અભ્યાસ વિખાયો. હજી પુનર્રચના કરે તે પહેલાં તો વ્યાપાર જીવનમાં તેમને ૧૮ વર્ષની ઉમ્મરે બ્હારના જગત્‌માં આવવાની ફરજ પડી.

દરેક મહાપુરૂષ ગરીબાઇમાં જ જન્મી, ઉછરીને સ્વબળે મહાન બને છે તેમ આ ચુનીલાલભાઇએ મુંબઇની લોકલટ્રેનોમાં 'ટીકડી–પીપરમીટ'ની ફેરી પણ કરી છે! એ ફેરી કરતી વખતે કયો મુસાફર જાણતો હતો કે આ તે જ વકીલ છે જે ભવિષ્યમાં તેની આવકપરના કરની આકારણીમાં બચાવ કરી આપવાની શક્તિ ધરાવે છે? શરૂઆતમાં તેમણે જાણીતા ઈન્કમટેક્ષ એક્સપર્ટ 'થોસર કુંપનીમાં એકાદ વર્ષ નોકરી કરી અનુભવ લીધો. નસીબદેવીએ તેમને હાકલ કરી: 'સ્વતંત્ર થા–મારી આશિષ છે' અને ચુનીલાલભાઇએ ૧૯૨૪–૨૫માં એ.નુરમહમદ નામની પેઢીમાં ભાગીદારી શરૂ કરી; છેવટ ૧૯૨૫ની આખરમાં તેમણે પોતાની જ માલીકીની સ્વતંત્ર

ઓફીસ ખોલી. આજ ચાર વર્ષમાં આપબળથી તેમણે અદેખાઈ ઉપજે એવી પ્રેકટીસ જમાવી દીધી છે અને ઇન્કમટેક્ષ ઓફીસના અમલદાર વર્ગમાં એક ફર્સ્ટ કલાસ ઇન્કમટેક્ષ એક્ષ્પર્ટની છાપ બેસાડી છે. ૪ વર્ષની ટુંક મુદ્દતમાં આટલી સિદ્ધિ મેળવવા માટે મેજર સેગ્રેવનો દ્રઢનિશ્ચય અને તેની 'ગોલ્ડન એરો'ની સ્પીડ જોઇએ. તેમના ગ્રાહકગણુમાં જેમ લખ્ખોપતિઓ છે, તેમ ગરીબો પણ છે અને ગરીબ વેપારીઓના કેસો વગર ફીએ લીધાના દાખલા જોતાં કોઇને પણ ખાત્રી થશે કે "સાચી મોટપ હોય ત્યાં જ ઉદારતા વસે છે." ગ્રાહકોને સંતોષ ન મળે તો ફી અનેકવાર જતી કરનાર 'આ ઇન્કમટેક્ષ વકીલ' કેટલો આત્મવિશ્વાસ ધરાવે છે તેનું માપ મળી આવે છે.

આ તો તેમના વ્યાપાર જીવનની જાદુગરીની વાત થઇ. તેમનુ ગૃહજીવન, તેમનું સામાજીક જીવન, એટલું જ જાણવા જોગ છે. પોતે કૃષ્ણ પ્રણામી પંથના એટલા ચુસ્ત અનુયાયી છે કે રોજ સાંજે મંદિરે જવાનું કદી ન ચૂકે. રેલસંકટમાં રૂા. ૧૦૧), લાયબ્રેરી ફંડમાં રૂા. ૨૦૦) ઉપરાંત અનેક ખાનગી સખાવતો માટે તેમનાં દ્વાર કાયમ ખુલ્લાં જ હોય છે. વડીલો પ્રત્યે આજ્ઞાંકિત, ફરજયુકત અને જવાબદાર નોકર વર્ગ સાથે ઉદાર અને માયાળુ, મિત્રો સાથે આનંદી, સરળ અને મળતાવડા–એ એમના ખાસ ગુણો. એક મિત્ર તરીકે તેમણે અનેક મિત્રોને પોતાના ઉદારતાના એટલી હદે લાભ લેવા દીધો છે કે તેમને પોતાને નુકસાન વ્હોરવું પડેલું અને છતાં પણ

એ જ મિત્રો માટે હજીએ તેમનું દીલ અને હાથ એટલાજ છુટ્ટા છે. ઈન્કમટેક્ષના અમુક અમલદારોએ એક વખત તેમનું અપમાન કરેલું પરંતુ તેને પોતાની શકિત બતાવી સ્વમાન સ્થાપવામાં પણ તેઓ કદી પાછા નથી પડયા.

આ બધા ગુણોમાંથી પણ તેમનો બ્હાર તરી આવતો ગુણ તે ગમતીલો સ્વભાવ. આનંદ વિનોદ અને હસમુખાપણું એ એમના ગુલાબી વદનના કાયમના સાથી. છેવટમાં, ઈશ્વર તેમની વિલાયત જવાની અભિલાષા પાર પાડે એ પ્રાર્થના સાથે ચુનીભાઇના ચરિત્રનો સરવાળો કરૂં તો ચુનીભાઇ એટલે શકિત; ચુનીભાઇ એટલે આનંદ.

જદુરાય ડી. ખંધડીઆ



# પૂર્વ ઈતિહાસ !*

યાને

## પ્રસ્તાવના

**આ** લખતી વખતે સામે ભીંતપરના કેલેંડરપર નજર પડી. આજે '૨૧-૫-૧૯૨૯ વૈશાખ સુદ ૧૩' જોતાંજ મને યાદ આવ્યું કે આજે મારો જન્મદિવસ છે! મારા જન્મદિવસે જ આ પુસ્તકનો 'જન્મ' થાય એ કેવો રમુજી બનાવ? ઠીક ત્યારે, આવા શુભ દિવસે, એક વ્હોરી લીધેલો સંકલ્પ ફરી તાજો કરૂં:—

૧૯૨૮ ના જાન્યુઆરીની ૧ લી તારીખથી હાસ્ય-રસને મેં મારો આજીવનવિષય બનાવી ગુજરાતી સાહિત્ય-જગતમાં-પુસ્તકક્ષેત્રમાં ઝોકાવ્યું. હાસ્યરસ અનેક રીતે પીરસી શકાય: વાર્તામાં, લેખમાં, કવિતામાં વગેરે વગેરે. એ માન્યતાવશ થઇ અમુક યોજના ઘડી અને ત્યારપછીથી દોઢ વર્ષમાં મેં જે વિવિધ માર્ગોદ્વારા હાસ્યરસ પીરસ્યો તેનું સરવાયું આ રહ્યું:-

---

[* નાટકોની 'ટુંક સારની ચોપડી'માં નાટકનો પૂર્વ ઇતિહાસ લખાય છે. આ પુસ્તક નાટિકાઓને જ લગતું છે. તો પછી તેના સર્જનનો ઇતિહાસ 'પૂર્વ ઇતિહાસ'ને નામે રજુ કરવામાં, હું નથી ધારતો કે હું ખોટું કરતો હોઉં! કર્તા.]

૧. હાસ્યરસિક લેખોના

મારા બે સંગ્રહો બ્હાર પડી ચૂક્યા છે. પહેલો, 'બુદ્ધિનું બજાર.' જેની પહેલી આવૃત્તિ ટુંક મુદતમાં 'ચટણી' થઇ જતાં આ લખતી વખતે બીજી આવૃત્તિ સચિત્ર સ્વરૂપમાં બ્હાર પડી ચુકી છે; અને બીજો, " દોઢ ડહાપણ સાગર.'

૨ હાસ્યરસિક વાર્તાઓનું

એક પુસ્તક '૯ નવી વાતો' ને નામે બ્હાર પડીને લગભગ વેચાઇ રહેવા આવ્યું છે. બીજો એવો વાર્તા-સંગ્રહ 'બંધડીઆની ખાટી મીઠી વાતો" એ નામે આ પુસ્તકની સાથે જ પ્રેસમાં ગયો છે અને આ પ્રકાશન પછી ટુંક મુદતમાં એ પણ બ્હાર પડશે.

૩. હાસ્યરસિક કવિતાઓ

રજુ કરવા મેં 'હૃદયની રસધાર' નામના મારા કાવ્યસંગ્રહમાં તક સાધી. એ પણ સારી છાપ પાડી ગયાં. આ પુસ્તક સંબંધમાં એક રમુજી બનાવ યાદ આવે છે. આ પુસ્તકમાં 'સાહિત્ય,' 'પ્રસ્થાન' વગેરે વિદ્વાનોના સામાયકોને કીંમતી પ્રયાસો જણાયા, ત્યારે જે 'સૌરાષ્ટ્ર' મારાં અન્ય પ્રકાશનોનાં બબ્બે મોઢે વખાણ કરેલાં તે જ 'સૌરાષ્ટ્ર' આ પુસ્તકને પેટ ભરીને છોલ્યું! હું વિચારમાં પડી ગયો. બેમાં સાચું કોણ? is consistency really the quality of a fool? આમ થવાનું કારણ શું હશે? 'પાછળથી તપાસ કરતાં' મને યાદ આવ્યું કે તેના 'બીઝનેસ' ખાતાએ મારી એક જાહેરખબરના સબંધમાં

કંટ્રાકટનો ભંગ કરેલો હોવાથી તેનું એક બીલ મેં અટકાવેલું ! પરિણામે મેં માની લીધું કે આ 'સજા' મારા એ જ 'ગંભીર ગુન્હા' માટે તેણે કરી લીધી ! ત્યારપછી બીજો રમુજી બનાવ જોવામાં આવ્યો. જે 'સૌરાષ્ટ્રે' જાનેવારીમાં મહાકવિ ખબરદારની 'ભજનિકા'નાં ભર્યે મોઢે વખાણ કરવા બે કોલમ ચિતર્યાં, તે જ 'સૌરાષ્ટ્રે' ફેબ્રુઆરીમાં એ જ કવિની 'રાસચંદ્રિકા' ને ઉંધે અસ્ત્રે છોલી ! આવી એક વિચિત્ર વિવેચકસંસ્થાની અંદરના સાંચા કામ માટે શું ધારવું ? બહુ વિચાર કરતાં મને લાગ્યું કે ગરીબ બીચારૂં સૌરાષ્ટ્ર ! પોતે જ આરંભેલા નેત્રદાન સમારંભમાં પોતાની જ આંખોપર ડા. મથુરાદાસજીનું ઓપરેશન કરાવતાં ભુલી ગયું હશે ! કંઈ નહિ, બીજા સમારંભ વખતે વાત ! એ વાત રહી રાણપુર ખાતે ઉધાર !

**૪. હાસ્યરસિક પત્રસાહિત્ય**

રજુ કરવા મેં 'દેવોને ખુલ્લા પત્રો' લખ્યા. એણે પણ 'નવી ભાત પાડી.' 'મૌલિક સાહિત્ય,' 'ગુજરાતનો જી. બી. એસ અને માર્કટવેઈન' એવાં એવાં સર્ટીફીકેટો મેળવી આપ્યાં.

**૫. હવે હાસ્યરસિક નાટકોનો**

વારો આવે છે અને તે હું આ પુસ્તકમાં રજુ કરૂં છું.

આ પરથી ગુજરાત જોશે કે હાસ્યરસનો વરસાદ વરસાવવા મેં અત્યારસુધીમાં પાંચ જુદા જુદા માર્ગો જેવા કે વાદળાં, નળ, બાલ્ટી, બંબાની હોઝ, અને પીચ-

કારીનો ઉપયોગ કર્યો છે. હજી એવા તો ઘણા માર્ગો મારી પાસે છે અને તેનો યથાસમયે ઉપયોગ થશે જ.

એટલેથી જ ન અટકતાં, 'વિનોદનું પણ એક શાસ્ત્ર' છે, એ માન્યતા મજબુત થતાં, મેં 'વિનોદશાસ્ત્ર' પણ ગુજરાત પાસે રજુ કર્યું છે અને તેની કસોટી અંગ્રેજીમાં અંગ્રેજી વિદ્વાનો પાસે પણ થઈ ચુકી છે. ( જુઓ : Sind Herald–April Issues )

હવે આ પુસ્તકમાંના સર્જન વિષે કંઇક જણાવીશ. એનું નામ પાડવામાં જે ફેરીઓ 'ફે....એ....ન્સી કા....આપડ'ની બુમો મારે છે, તેનો હું ખરેખરો આભારી છું !

નાટિકાઓના મેં ચાર પ્રકાર પાડ્યા છે. તે માટેનો જશ 'ટીકાખોર'ને ઘટે: જવાબદારી મારે માથે છે ! મારૂં મંતવ્ય આમ છેઃ–

**(૧) શ્રાવ્ય** (Broad–castable)

આ પ્રહસનો **માત્ર સાંભળવામાં** જ હાસ્ય ઉત્પન્ન કરે છે; પછી તે બ્રોડકાસ્ટીંગ કંપની સંભળાવે કે માણભટ્ટ ગાગર વગાડી સંભળાવે ! કે મિત્રોની એક 'પાર્ટી'માં 'સ્પીકર' વાંચીને સંભળાવે ! ટુંકમાં એની મઝા 'શ્રોતા-જનઃ' ( Listeners ) બનીને સાંભળવામાં જ રહેલી છે. આવાં પ્રહસનો ભાષાપ્રધાન લખવાં પડે છે. એની ગુંથણી એવી કરવી પડે છે કે તેમાં પાત્રવિધાન, પાત્રવિકાસ અને વસ્તુવિકાસ એ બધું 'વાતચીત વ્યવહાર'માં જ સમાવાં જોઇએ. આ પ્રકારનાં પ્રહસનો બ્રોડકાસ્ટીંગ કંપનીની ખાસ માગણીથી જ લખાયાં અને તે સર્વ મુંબઇમાં ભજવાઇ

ચુકાયાં છે. તે ભજવવાનું કાર્ય 'રેડીઓ એમેચ્યુઅર્સ' બંધુઓ કરતા હતા અને તેમાંના મુખ્ય રા. રસિકલાલ વીણ (B. A.), રા. સનાતન બુચ અને રા. શાન્તિ શેઠ, એ ત્રણ ભાઈઓએ જે કલાકૌશલ્યથી એને ઇન્સાફ આપી લોકાદર પ્રાપ્ત કરી આપ્યો, તે માટે હું તે સર્વ ભાઈઓનો આભારી છું.

(૨) દૃશ્ય–શ્રાવ્ય (Stageable)

એક વિદ્વાને આ પ્રહસનોને એકલાં 'શ્રાવ્ય' કહેલાં છે! તે તેમની ભૂલ છે. વધુ વિચાર કરતાં તેમને જણાશે કે આ રંગભૂમિપરનાં પ્રહસનો થોડાં શ્રાવ્ય અને થોડાં દ્રશ્ય એમ મિશ્રિત હોય છે.

આ પ્રકારનાં પ્રહસનનો મેં એક જ નમુનો આપ્યો છે. પહેલી નજરે તે 'શિષ્ટવાદીઓને' શિષ્ટ નહિ લાગે–કદાચ, પરંતુ છેલ્લી નજરે તેમણે મત ફેરવવો પડશે.

આ પ્રહસન કમનસીબ સંજોગોમાં સર્જાયલું. એક જાણીતી નાટક કંપનીના ખાસ આમંત્રણથી તેના એક નવા ખેલ માટે લખાયલું; પરંતુ હું મોડો પહોંચ્યો ને એ રખડયું! પછી એક ઉગતી નાટક કંપનીએ તે ખરીદયું; પરંતુ પુરાં નાણાં મળે એ પહેલાં જ એ કંપની સુઈ ગઈ, એટલે બીજીવાર રખડયું! હવે આ લખતી વખતે બે એમેચ્યુર નાટક સમાજો આ પ્રહસન રંગભુમિપર રજુ કરવા બંદોબસ્ત કરી રહી છે. રંગભુમિપરનાં પ્રહસનો વિષે લખતાં મારે આ તકે રંગભૂમિ વિષે કંઇક કહેવું

ઉચિત છે. મારે મતે ગુજરાતી રંગભુમિએ ' આખો નાટક રમુજી ' ભજવવા માટે પહેલ જ કરી નથી અથવા પુરો પ્રયાસ કર્યો નથી. બે કલાક ચાલે તેવાં એકાંકી પ્રહસનો ભજવનારી નાટક કંપનીઓ પણ ( Comedy Companies ) આપણામાં નથી. એ ક્ષેત્રમાં એ અખતરો કરવા જેવો છે. આમ થવાથી ત્રણ ફાયદાઓ દેખીતા થાય તેમ છે: (૧) સીનસીનેરીના ખર્ચાળ ભપકા નીકળી જશે. (૨) શિષ્ટ વસ્તુ સાથે જરૂરી ગમ્મત (અને બે કલાકનાજ હોવાથી 'રસના છાંટા') અતિ રોકાણ વાળી જનતાને મળી આવશે. અને (૩) પ્રમાણમાં ' ચાર્જ ' રહેવાથી લોકો વધારે લાભ લઈ શકશે. આવા તો બીજા અનેક અકલ્પ્ય ફાયદાઓ થઈ શકે; પરંતુ ઉપર જણાવ્યા તેટલાય ફાયદાઓ થાય તો તેમાં જ 'રંગભૂમિનો પુનરૂદ્ધાર ' ઝાઝો નહિ તો થોડો જરૂર સમાયલો છે.

(૩) દૃશ્ય–વાંચ્ય (Screenable)

એટલે કે ચિત્રપટને ઉપયોગી પ્રહસનો જ્યાંસુધી Movietone યાને Sound Synchronised Films ફીલમ સાથે અવાજ સાંધીને 'બોલતી ફીલમો' બનાવવાની કલા પૂર્ણતાને પામી નથી ત્યાં સુધી આ ચિત્રપટ–ઉપયોગી પ્રહસનો ' જોવામાં ને વાંચવામાં જ ' મઝા આપશે. આવા એકનો નમૂનો આ પુસ્તકમાં આપ્યો છે. છે એને વાંચવામાં મઝા નહિ આવે. કારણ કે એ તો ફીલમ કંપનીને સૂચના સ્વરૂપે 'પ્લોટ' છે. એમાંની સુચના પ્રમાણે 'સીનોરીયો' લખાય, ખાસ રમુજી 'ટાઈટલ્સ' બના-

થાય અને ફીલમ બનાવવામાં આવે ત્યારે જ એ પ્રહસનમાં કેટલા ટકા હાસ્ય છે તેની પરીક્ષા થાય! હજી એ પરીક્ષા બાકી છે અને ફીલમ કંપનીઓએ લેવાની છે.

(૪) વાંચ્ય (Readable)

આ વળી કંઈક નવું લાગશે. પરંતુ તે નવું નથી. આ પ્રકારનાં પ્રહસનો ભજવી શકાય કે ચીતરી શકાય તેવાં નથી હોતાં; તેની મઝા માત્ર વાંચવામાં જ છે. ઠંડે કલેજે વાંચવાથી તેની ખાત્રી થશે. ઘણા શિષ્ટ સાક્ષરોનાં નાટકો આ કોટિનાં હોવાથી જ તે પુસ્તકોમાં પડી રહ્યા છે! અને કોઈપણ નાટકકંપનીએ તેને હાથ લગાડવા હીંમત નથી કરી! આ પરિણામ જોતાં આવાં પ્રહસનોને 'વાંચ્ય' નહિ તો બીજું 'શું કહીને બોલાવું'?

આમ આ પુસ્તકમાં ૮ વસ્તુઓ મેં હેતુપૂર્વક રજુ કરી છે. ઉપરાંત બે વસ્તુઓ બાલોપયોગી નાટિકાઓ હોવાથી 'બાલવિભાગ' ઉભો કરી તેમાં નાંખી છે. તેમાંનું એક પ્રહસન છે; બીજું કરૂણ નાટ્ય છે. પ્રહસન જેરીઆ અને પોરબંદરની સંસ્થાઓના વિદ્યાર્થીઓ ભજવી ગયા છે અને વખાણ મેળવી ચુક્યા છે. મારે મતે શુષ્ક સંવાદો કરતાં આવી નાટિકાઓ 'સ્કુલ બોયઝ ગેધરીંગ'માં વધારે રસ પૂરશે. આ પુસ્તકમાં કદાચ તે અસ્થાને લાગશે છતાં 'નમૂના રજુ કરવા' પુરતી જ મેં તક સાધી છે.

મને હવે આશા છે કે માણસો ઈશ્વરની માયાનું આવડું મોટું જગત રૂપી ફારસ તેની ખોડખાંપણો સાથે ચલાવી લે છે તો સાથે સાથે આ પુસ્તકરૂપી નાનકડું

આંદોલન પણ નીભાવી લેશે અને તેમાંની નાની મોટી ખામી 'હસી કાઢશે'! એ રીતે કે બીજી રીતે જનતાને મેં આપવા ધારેલો વિનોદ આ પુસ્તકમાંથી મળી આવશે તો મારો પ્રયાસ સાર્થક માનીશ.

ટોડી ટેરેસ, પીકેટ રોડ,
મુંબઇ નં. ૨
મારા જન્મદિને
૨૧-૫-'૨૯

લી. વિનોદસેવક
જદુરાય ડી. ખંધડીઆના
જય હાસ્યનારાયણ



# અનુક્રમણિકા

**સુધારો**:—પાંચમા પૃષ્ટનો બીજો પેરેગ્રાફ શરૂ-આતથી નીચે મુજબ વાંચવો:–" હરેક મહાપુરૂષ ગરીબાઇમાં જ જન્મી, ઉછળીને સ્વબળે મહાન બને છે, તેમ આ ચુનીલાલભાઇએ, પોતાના વિદ્યાર્થીજીવનમાં, ફુરસદના વખતમાં મુંબઇની લોકલ ટ્રેનોમાં....'' વગેરે

# રસોડામાં રણસંગ્રામ*

( એક શ્રાવ્ય પ્રહસન )

## પ્રવેશ ૧ લો

**પાત્રો:** નળ, દમયંતી. પાડોશીઓ નાટકનો એકટર

**સમય:** સવારનો પ્હોર.

( ઘંટીનો અવાજ, ફેરીઆઓના અવાજો ):-

' ગે...એ...એ...મીઠ !'

' ગ્યાસ લેટ...તેલ...તીન રૂપીઆ દુઇ આના ડબ્બો...સાડેબાર આનાં ગેલન...ગ્યાસલેટ તેલ.

પ્રભાતીયું સંભળાય છે :—

' હે...જાગજો મગનના બાપ, નવ વાગીયા,
 પાણીના નળ હવે બંધ થાશે;
દાતણો છે નહિ, ચાહ તૈયાર છે,
 તમ વિના નોકરી કોણ જાશે ? '

( વળી સંભળાય છે ):— . .

કાં...આં...દા...બટયે...યે...ટા

**દમયંતી :** સાંભળો છો ? હવે ઉઠવું છે કે નહિ ? આ લ્યો દાતણ. બારણે આઠ વાગ્યા. ફેરીઆઓ ધંધે નીકળ્યા, પણ તમને હજી ઉઠવાનું ઠેકાણું નથી ! ઉઠો...ઉઠો... હવે !

---

* ' ગુણસુંદરી ' સપ્ટેમ્બર ૧૯૨૭માંની વાર્તાપરથી થોડા ફેરફારો સાથે. આ પ્રહસન મુંબઈની બ્રોડકાસ્ટીંગ કંપનીના એમેચ્યોર્સ પ્લેયર્સ તરફથી તા. ૧-૬-૨૮ને રોજ ભજવાયું હતું.

**નળ :** તોબા છે તારાથી...પુરૂં ઉંઘવાય દેતી નથી... દાતણુ નાંખ તારૂં ચુલામાં...ચાહ લાવ...ચાહ...તે વિના આપણાથી કંઇ ઉઠાય તેમ નથી—'

**દમયંતી :** બળી તમારી ચાહ...ચાહ વગર તો શેઠને એક ઘડીકેય ન ચાલે...આ કોઇક દિવસ જેલમાં જશો તો ત્યાં શું કરશો?

**નળ :** તું ભેગી આવશે એટલે બસ છે.

**દમ :** બળ્યા તમારા લખ્ખણુ...લ્યો આ ચાહ...તમને નહિ પહોંચાય.

( બે મીનીટ પછી )

**દ :** હેં...સાંભળો છો, આજે શું રાંધવું છે ?

**ન :** તે હજી તેં શરૂ કર્યું નથી ? તુંય મારી માફક મોડી ઉઠી લાગે છે ?

**દ :** પણુ તમને પુછ્યા વગર શી ખબર પડે ? રોજ કઢી ભાત ખાઇ ખાઇને હું તો હવે કંટાળી છું.

**ન :** તો પછી આજ ભાત દાળ કરીએ. એમાં વળી પુછવાનું શું ? તને ભાવતું કોઇ વાર બનાવે તો તેમાં શું થઇ ગયું ?

**દ :** શું કહ્યું ? ભાત દાળ ! કે દાળ ભાત ?

**ન :** એ બધું એકને એકજ ને ?

**દ :** એકજ કેમ ? એ તમે તિરસ્કારથી ઉંધુ બોલ્યા. મારે માટે તમને કેટલી લાગણી છે તે જાણું છું. 'દાળ ભાત' એમ સીધું બોલ્યા હોત તો ?

**ન:** ને કદાચ ' ભાત દાળ ' એમ બોલાઇ જવાય તો તેમાં વાંધો શું ?

**દ:** પણુ કદાચ દાળ ભાત બોલ્યા હોત તોય વાંધો શું ? દુનીઆ બધી દાળભાત કહે ને તમારે શા માટે ઉંધું બોલવું જોઇએ ?

નઃ પણ એમાં થઇ શું ગયું મોટું ?

દઃ શું શું વળી? ઘણું થઇ ગયું કહેવાય. પહેલી દાળ કે પહેલો ભાત? તમેય ભણેલા થઇને ભૂલો છો ?

નઃ શું બોલી ? પહેલો ભાત લેવાય, પછી તેમાં દાળ રેડાય છે ને ?

દઃ પણ ચૂલાપર તો પ્હેલી દાળ ઓરાય કે પહેલો ભાત ? ત્યાં શું ? બધેજ તપાસોને ? સીતારામ બોલાય કે રામસીતા ? રાધા-કૃષ્ણ કહેવાય કે કૃષ્ણરાધા ? ન્હાનાલાલ કવિએ જયા જયન્ત લખ્યું કે જયન્ત જયા ?

નઃ ઓહો...હો...તું તો આજ મોટી સરસ્વતીની દીકરી થઇ લાગે છે...પણ તારૂં નામ દમયંતી ને મારૂં નામ નળ. અને નળા-ખ્યાંનમાં નળ દમયંતી બોલાય છે કે દમયંતી નળ ? મને ઉંઠાં ભણા-વવા નીકળી છો જા. હું તો ભાતદાળજ કહેવાનો....તારાથી થાય તે કરી લે. હવે સમજાયું કે તું સ્ત્રીજાતિ છે એટલે નારીજાતિ દાળને પહેલી ગણાવવા માગે છે ! કેટલી બધી જાત્યાંધ...મને તો તારી બોલી સાંભળીને આ ચાહ પણ કડવી ઝેર જેવી લાગે છે. બળી એ ચાહ...લે. ( ચાહનો પ્યાલો પછાડે છે તેનો ખખડાટ. )

દઃ આ લ્યો ત્યારે હુંયે નથી રાંધતી. ( તપેલી પછાડે છે તેનો ખખડાટ. )

ખબરદાર મને આંધળીઆંભળી કીધી છે તો તમારી વાત તમે જાણ્યા. જરા કોઇને પૂછો તો ખરા કે પહેલી દાળ કે પહેલો ભાત ? અમથાજ બેરીનો વાંક કાઢો છો ? તમારે મન તો સ્ત્રી એટલે ગુલામડી–તમે જે કહો તે ખરૂં ને—

નઃ તો શું તું કહે તે ખરૂં ? કયાંય સ્ત્રીઓને સૌથી પહેલી થતી જોઇ છે ? પહેલું કોણ જન્મેલું, હું કે તું ?

દ: જોયા મોટા પુરૂષ થયા છો તે. બાયડીને જ દબાવવા બેઠા છો ! જરા અંગ્રેજ થયા હોત તો ખબર પડત કે બાયડીને કેમ દબાવાય છે. ભૂલ તમારી ને મને ઉલટા લેતા પડો છો, એ જુલમ તે રોયો ક્યાંસુધી સ્હેવાય ? ( ડુસ્કાં ભરે છે તેનો અવાજ. )

ન: તે તેમાં રડે છે શાની? કંઇ મોતીનાં આંસુ નથી વહી જવાનાં. એમ રોવાથી કંઇ તારો દાબ્યો નહીં દબાઉં, સમજીને ! મારા ઘરમાં ભાતદાળ જ બોલાશે. સમજી ?

દ: સમજી મેલ્યા છે પરણ્યાં છીએ તે દહાડાથી. આવું કરવું'તું તો મને પરણવું ન્હોતું.

ન: તું મને પરણી.

દ: તમે મને પરણ્યા.

ન: વળી જુઠું બોલતાં શીખી કે ? ભુલી ગઇ તારો કાકો મને શોધવા ને ચાંલ્લો કરવા આવેલો તે ?

દ: પણ મારો કાકો તમને શોધી તો ગયો, પણ ઘોડે ચડીને પરણવા તો તમે આવેલા કે કોઇ બીજા ?

ન: નરીમાન વકીલની માફક આટલી બધી સામી દલીલ કરતાં તને કોણે શીખવાડયું ?

દ: જનરલ ડાયરની માફક આટલો બધો દમ દેતાં તમે કે'દાડાથી શીખ્યા ?

ન: જો ને કેવું સામું તડાતડ બોલે છે...જાણે બીજો હોર્નીમેન...

દ: મારો વાંક કાઢતાં તમનેય કેવું આવડે છે ! જાણે બીજો મીસ મેયો ? દમ દેવામાં તો સરકારનેય હરાવો તેવા છો. તમે શું, મારશો એ જ કે બીજું ? મારી નાખોને એટલે ઝટ પાર આવે ! આમ કાળજાં શું કામ બાળો છો ? સળગી ગયાં તમારાં દાળભાત... ને ભાતદાળ...(દ: મોટે સાદે છેડો વાળે છે.)

**પાડોશી:** આજ વળી આ શું મહાભારત ચલાવ્યું છે ?

**પાડોશણ:** દમુ બ્હેન, તમેય તે હું ભાઇશાપ ! જાણે કોઇ મરી ગીયું હોય તેમ છેડા વાળો છો, તે છે શું?

**દ:** ( રોતાં ) હોય વળી શું ? આ રોજના બળાપાસ્તો. તમે બધાં મને એક અબળાને શું કામ કહેતાં હશો ? એને જ પુછો ને કે કેવાં વેણનાં બાણ ચલાવી મારાં હૈયાં બાળે છે. ઓ મા... મારાથી આ કસાઇવાડે કેમ રહેવાય ?

**ન:** એ ખોડાભાઇ, જુઓ...મારી વાત સાંભળો. ભાતદાળ બોલવામાં મારી ભાષાભૂલ હોય તે કબૂલવા મારી ના નથી, પરંતુ એમાં સિદ્ધાંતનો સવાલ છે કે પહેલી નારીજાતિ દાળ શા માટે? શા માટે પહેલો ભાત નહિ ? આવી નાની નાની બાબતોમાં તમે હિંદુઓએ બૈરાંઓને નમતું આપવાથી જ તેઓ છાપરે ચઢી ગયાં છે...

**ખો:** અરે પણ નળભાઇ, તમે પણ ઇમ પોણીના નળની પેઠમ કરોધના ધુંધવા કાં કાઢો ? ઇ તો બૈરાં માણહનો તો ધરમ સે બોલ બોલ કરવાનો.... પણ આપણે ભડભાદર ભાઈડાથી ઇમ મિજાહ ખોઇ બેહાય ?

**ન:** નહિ...નહિ...મારાથી સત્યનો આગ્રહ નહિ મેલાય. તમે જાઓ, તમારૂં કામ કરો...અમારી વાતમાં વચ્ચે પડશો નહિ.

**પાડોશણ:** આ હાલ્યાં ત્યારે, તમે તમારે બાઝીને કુટાઇ મરો ને, પણ માળો હું કામ ગજવો સો ? આ આજકાલ બાયડી ભાયડાની લડાઇમાં વસ્સે પડવાનોય ધરમ નથી રીયો.

**ન:** સાંભળ દમુ, જેમ નળરાજા દમયંતીને કાયમને માટે છોડીને ચાલ્યો ગયેલો, તેમ હું તારાપર અત્યારે તો એટલો બધો સખત નથી થતો ને ઓફીસનો ટાઇમ થઇ જવાથી માત્ર ૯ કલાકને માટે છોડી જાઉં છું...

\+ + +

( પાડોશમાં વાતચીત થાય છે. )

**સોરાબજી:** અરે, શીરીન, ઓ શીરીન, મકુંજે સમજે છ કે ? અંહી આવની જોઉ; આય જોની સામ્મેનો પેલો પોટીવાડાસ સક્કારેથી મીસીસ સાઠે પાનીપટની લરાઇ ચલાવે છે રે !

**શીરીન:** ( હસતાં ) ઓ વાય મરેરે...આય ટો પાનીપટ નહિ, પન પ્લાસીની લરાઇ ચાલતી લાગે ? સું છે સું, સોરાબ કારન સું છે ?

**સોરાબ:** કારનમાં માટીરો કહે છે કે ઢાનડાલ કર ને મીસીસ કેહ છ કે દાળઢાન કરસ...સીરીન, મારૂં ટો માઠું ખવઈ ગીયું...તું પેલું પ્રેમી પટિ પટનાનું ગીટ વજાર...જરા હાર્મોનીયમનો મોત્તેથી અવાજ કર કે આય બીચારાં છુત્તાં પરે...

**શીરીન:** ( વાજાપર સુર કરી ) પન ગીટ કયા રાગમાં વજારૂં ? ઢાનદાલ કે દાલઢાનમાં ?

**સોરાબ:** મરેરે, તેં બી પેલા પોટીવાડાસની કાની અંહી લરાઇ લગાવવાનું ઢારીયું છે કે...જલ્દી વજારની; મારૂં માઠું દુઃખી આયું—

### ગાયન

**શીરીન:**—( ગરીબોપર દયા રખ્ખે...એ રાહ )

બાવાજીએ પનાવેલાં અમે પ્રેમી પટીપટની,
ન જાનીએ 'લવ' કયું જાનવર છટાં પ્રેમી પટીપટની.
બડન જુડાં છતાં માને જગત કે એક છે બધે,
મનસ્ની, ગવસ્ની, કુનસ્ની જુડાં છટાં પ્રેમી પટીપટની.
અમે નાચ્યે રમ્યે લરીએ અગર બોરાવીએ માઠું,
બીજાના બાવાનું શું જાયચ અમે પ્રેમી પટીપટની.
ટમુને આય ગીતઠી આઠ કલાકની આપીએ નોતીસ,

સૌ સૌનું ફેરજો, ફેરશું અમારૂં અમે પટીપટની.
ચલો સાહેબજી સૌને, સુખી બનજો અમારી જેમ,
કહે **શીરીન** સુનો આગર આ દાસ્તાને પટીપટની.

\+ \+ \+

**ન**: તોબા છે, આ પારસીઓથી. એક બાજુ બાયડી જીવ ખાય ને બીજી બાજુ આ લોક રોજ ટેં...ટેં...ટેં કરે. દમુ, શું કહ્યું મેં, સાંભળ્યું કે? સાંજે હું પાછો આવું ત્યાંસુધીમાં વિચાર કરી જોજે. જો સાંજે તારી ભૂલની માફી નહિ માંગે તો હું ફારગતી કરી લઇશ.

**દ**: તમનેય કહી દઉં છું કે તમે પુરૂષ રાજા છો તે બ્હારના. ઘરની રાણી હું છું. ને મારા રાજ્યમાં દાળભાત જ બોલાશે તે દાળભાત જ થશે. તમને ઠીક લાગે તે કરી લેજો, સમજ્યા? હું મારે પીયર જઇશ.

**ન**: એમ કેમ પીયર જવાશે? પીયર મોકલાવીશ ત્યારે સદાને માટે, સમજી? પછી આ ઘરમાં પગ મુકે તો પગ કાપી નાંખીશ.

**દ**: શું તમારૂં રાજ ચાલે છે? શું કાંઇ ખૂનખૂન કર્યું છે તે તમે પગ કાપશો? મગદુર છે, સરકારના રાજમાં તમે પગ તો શું, પણ મારૂં કપડુંયે કાપી શકો?

**ન**: એમ! જોવું છે ત્યારે? ઠીક, તો હવે જો હું તને ઠેક ન પહોંચાડું તો મારૂં નામ નળ નહિ...( જયન્ત દાદરો ઉતરે છે તેનો ખખડાટ. )

**દ**: અને હું મારી મૂછ નીચી કરૂં તો મારૂં નામ દમયંતી નહિ. મારૂં નખ્ખોદ જજો.

❦

## પ્રવેશ ૨ જો

( ઓફીસમાં )

**શેઠ :** મી. નલીનીકાંત, તમે ગ્રેજ્યુએટ થયા છતાં નિયમિત કામ કેમ કરવું તે હજી ન શીખ્યા. જુઓ, આજે પણ તમે ૦ા કલાક મોડા છો. આ પ્રમાણે ઓફીસના ૪૮ માણસમાંથી દરેક માણસ રોજ ૦ા કલાક મોડા આવે તો ઓફીસને રોજ ૨૪ કલાકની એટલે કે એક દિવસની ખોટ જાય. એક વરસમાં એક વરસની ખોટ જાય. આજની દુનીઆમાં આવી ખોટ કયો શેઠ ચલાવી લેશે? તમે કેમ મોડા આવ્યા તે કંઇ કહેશો?

**નળ :** મારી વાઇફને લીધે. જો કે એ ખાનગી કારણ છે, છતાં...

**શેઠ :** બસ, આગળ નહિ બોલશો તો ચાલશે...હું જાણું છું. આજકાલના બધા જુવાનીઆઓ બસ એમ બૈરીને ખાતર પોતાના શેઠને ખોટના ખાડામાં ઉતારે છે.

**નળ :** પણ...

**શેઠ :** પણ બણ કંઇ નહિ. જુઓ મી. નલીનીકાંત, બૈરી પાછળ ગમે તેટલા પ્રેમાંધ બનીએ, પણ આવી રીતે નહિ. તમે કંઇ નવાઇના પરણ્યા નથી. અમે પણ પરણ્યા છીએ. અમને પણ બૈરૂં છે. અમને પણ પ્રેમ છે, પણ અમે પ્રેમને તેની હદમાં રાખીએ છીએ.

**નળ :** પણ શેઠ પ્રેમની...

**શેઠ :** નહિ, હું બીજું કંઇ પણ સાંભળવા માગતો નથી. તમને આજે કહી દઉં છું કે તમારે તમારા પ્રેમની વાતો ઘેર રાખવી. અહીં નોકરીપર તો તમારે નિયમિત આવવું જ જોઇશે. મીસીસ સાથે કોળીઆ લઇને જમો તેમાં અમને કંઇ લેવાદેવા નથી, પણ બીજે કોળીએ ઓફીસનો ટાઇમ થાય એટલે તમારે ઘર મુકવું જ જોઇએ...

**નળ :** પણ હજી મેં ખાધું સુદ્ધાં નથી !

**શેઠ :** એજ બતાવે છે કે તમે દમયંતી સાથે પ્રેમના ચેડાં કાઢવામાં ઓફીસ પર તો ધ્યાન આપતા નથી, પરંતુ શરીરપર પણ ધ્યાન આપતા નથી. પછી શરીર બગડે છે ને માંદગીની રજા ભોગવવા અરજ કરો છો, એટલે વળી પાછું ઓફીસને જ ભોગવવાનું. હું આજથી એવી ખોટ ભોગવવા તૈયાર થઇશ નહિ. કાં તો તમે પ્રેમની હવા બદલો અગર હું તમારી જગ્યાએ માણસ બદલું. આના કરતાં તો લડતાં દંપતી હોય એ વધારે સારાં, કે પ્રેમપિંજરામાં ઓફીસનો વખત તો ન ગુમાવે !

**નળ :** પણ શેઠ, જરા સાંભળો તો ખરા.

**શેઠ :** તમે જાણો છો કે મને એવી વાતો સાંભળવાનો મુદ્દલ વખત નથી. તમે જાઓ, તમારૂં કામ કરો. મેં નોટીસ આપી દીધી છે.

**નળ :** પણ શેઠ, તમારૂં બધું ભાષણ નકામું છે.

**શેઠ :** ચાલો બસ કરો. શેઠ સામે વિવેકથી બોલો.

**નળ :** પણ તમારૂં અનુમાન તદ્દન ખોટું છે.

**શેઠ :** આજકાલ નોકરો ડગલે ને પગલે જુઠું બોલતાં શીખી ગયા છે, તેનો તમે જીવતો પુરાવો છો. જાઓ નલીનીકાન્ત, મેં કહી દીધું, તમારે કામે જાઓ.

(ઘંટડી મારે છે)

**સીપાઈ :** સા...બ...

**શેઠ :** જાઓ રાવ શેઠકુ બુલાવ.

**રાવ :** યસ સર.

**શેઠ :** મી. નલીનીકાન્તકા કલસે હાજરી પુરો. એક મીનીટ લેટ હોનેસે હમકુ રીપોર્ટ કરો. જાઓ મી. નલીનીકાન્ત, ૧૯૦૧થી ૧૯૨૭

સુધીના ફાર્જલના દરરોજના ભાવોનો નકશો બનાવી નાંખો. ( ટેલીફોન આવે છે. ) હં...એલવ...કોણ...હં...કેટલા ? ૫૫૦ ? હજી થોભો... હા...હા...મારે હિસાબે બીજા એક હજાર...હા...આજે એને તોડજો. સાંજે ખલાસ.



## પ્રવેશ ત્રીજો

( સાંજે ૫ વાગે ઓફીસમાં )

**મિત્રઃ** સાહેબજી, મી. નલીનીકાન્ત...કંઇ બહુ કામમાં છો ?

**નળઃ** આવો આવો...સાહેબજી, રસિકલાલ, બેસો બેસો... ( બુમ પાડે છે. ) સિપાઇ, દો કપ ચાહ લાવ...( બે આની ફેંકે છે...અવાજ )

**રસિકઃ** નહિ બસ, પીને આવેલો છું.

**નળઃ** કંઇ નહિ, ફરી વાર...જરા કામથી થાકી ગયો છું. બન્ને સાથે ચાહ પીશું...

**રસિકઃ** કેમ તમે સુકાતા જાઓ છે ?

**નળઃ** યાર કરમની વાત કોને કહું ? ઘેર તકરાર, હજી અનાજનું મોહું જોયું નથી...અંહી આવ્યા તો અંહી શેઠનો ડપકો...ઉલટા લેતા પડે કે તમે પ્રેમાંધ થઇ ગયેલા છો...

**રસિકઃ** એમ કેમ થાય છે ? ભાભીને રોજ કંઇને કંઇ વાંધો પડે છે ! તોબા છે. આજે વળી શું વાંધો પડયો ?

**નળઃ** બસ, એ કહે કે દરેક વાતમાં બૈરાં પહેલાં અને પુરૂષો પછી...

**રસિકઃ** પણ એમને આજે જ એવી હઠ કરવાનું કારણ ?

**નળઃ** કારણ શું હોય ? ધુળ ને ધમાસા...મારાથી જરા ભાતદાળ બોલાઈ ગયું, એટલે એણે મહાભારત માંડયું કે બસ, નર

  

જાતિનો ભાત પહેલો બોલનાર તમે કોણ? અલબત્ત, મારી ભાષાભૂલ હશે, તેની હું ના નથી કહેતો, પણ તેમાં સિદ્ધાંતનો સવાલ છે. કેમ ખરું કે નહિ?

**રસિકઃ** અરે યાર, સ્ત્રીજાતિના મને પણ એવા જ કડવા અનુભવ થયા છે. દશબાર કન્યાઓ મારા માટે બાપાજીએ નાતમાંથી પસંદ કરી ને તેમાંથી મેં એક પસંદ કરી, ત્યારે વળી તે તો કહે "મારે રસિક ન જોઇએ."

**નળઃ** એ જાત જ એવી છે.

**રસિકઃ** આ જો ને, પેલો છોટાલાલ ડોકામરડી ગલીમાં રહે છે તે...આપણો મિત્ર છે... તે પણ બૈરાંની જાતથી કંટાળી ગયો છે...એની વહુ ને એની ભાભી રોજ લડતાં જ હોય. પેલો છગનલાલ, નહિ, કાલે સાંજે ચોપાટીપર પુરી પકોડી ખાતાં મળ્યો હતો?

**નળઃ** હા...આ...

**રસિકઃ** એ પણ બૈરાંના નામનાં છાજીયાં લેતાં કહેતો'તો કે એની વહુને, ખીસામાં બે જાતની સીગારેટ પડી હોય તો તેમાંથી રામા છાપ સીગારેટ પણ ઓળખતાં નથી આવડતી. બૈરાંની કેવી બોથડ જાત... જરૂર એ જાતની સામે બળવો જગાડવો જોઇએ!

**નળઃ** મેં તો આજે જ બે નિશ્ચય કર્યા છે. એક તો સાંજે ઘેર જતાં દમુ માફી નહિ માગે તો તેને ત્યજી દઇશ, ને કોર્ટમાં છુટાછેડા લઈશ ને બીજું, આ જો 'નારીજાતિની નીચતા' એ નામનો લેખ લખી નાંખ્યો, પણ વિચાર થાય છે કે કોને મોકલું?

**રસિકઃ** છાપાંવાળાઓ બૈયરઘેલા હોય તો વખતે ન છાપે! પૈસા લઇને જાહેરખબર તરીકે છાપે તો ભાવ વધારે લે; એ બધું દુઃખ છે ખરું, પણ એક રસ્તો છે. વેપારસમાચારના તંત્રી મારા મિત્ર છે. લાવ હમણાં જ ટેલીફોન કરી જોઉં...જો હા પાડે ને જગ્યા હોય તો ટેલીફોનથી જ તેમને લેખ આપી દઇએ.

**નળ:** આ રહ્યો ટેલીફોન.

( ટેલીફોનના ડાયલનો અવાજ )

**રસિક:** એલવ...એલવ...હું કોન ? શીવપ્રસાદજી ? રામ રામ, મહાશય...એક બાત હય...હમારા એક મિત્રને 'નારીજાતિકી નીચતા' એ વિષયપર એક લેખ લીખા હય...ગુજરાતીમેં...હે... આપકી સં. ૧૯૮૫કી આવૃત્તિમે જગહ હોનેસે...બસ બારા લાઇનકી જગહ હે ? જરા દેરીએ...મીસ્ટર નલિન, કહે છે બાર લીટી જેટલી જગ્યા છે.

**નળ:** એટલી તો એટલી–સ્ત્રીજગત્ જાણુશે તો ખરું...પણુ એમનું પત્ર શું હિન્દુસ્તાનીમાં છે.

**રસિક:** તે હજી નક્કી નથી થયું. હજી પહેલો અંક કાઢતાં ચાર છ મહિનાની વાર લાગશે. છાપખાનું ખોલવા માટે ૪–૫ હજાર રૂપીઆનો બંદોબસ્ત કરવો બાકી છે, ને ભાષા નક્કી કરવી બાકી છે: બાકી બધું તૈયાર છે. પોતે એક મોટા છાપામાં ૧૦ વર્ષ સુધી કમ્પોઝીટરનું કામ કરેલું છે, એટલે જબરા અનુભવી ને વિદ્વાન છે.

**નળ:** પણુ તેમને લેખ પસંદ આવે છે કે નહિ તે તો પૂછો !

**રસિક:** હા, પુછી જોઉં...હું...એલવ...દેખીયે શીવપસાદજી, હમ એ લેખ આપકુ પઢકે સુનાતા હું...સુનીયે:

## નારીજાતિની નીચતા

( વેપારસમાચાર માટે ખાસ )

લેખક: રા. પૂર્ણ પુરૂષોત્તમ

હું કદી લેખ લખતો નથી છતાં મિત્રોના આગ્રહથી આ પહેલો જ પ્રયાસ છે અને મને આશા છે કે મારો લેખ વાંચવાથી જ હિંદને સ્વરાજ મળશે. તે વગર દેશનો ઉદ્ધાર નથી.

ક્યાં છે સીતા, દ્રૌપદી, વગેરે મહા સતિઓ આજે હિન્દમાં ? આજે તો હિંદી નારીઓ કેવી છે? બસ વાત ના પૂછો. મારે મતે પુરૂષસમાજે હવે નારીજાતિ સામે બળવો જગાવવો જોઇએ અને એક સ્ત્રીહઠ–સંહારક મંડળ સ્થાપવું જોઇએ. સૌથી પહેલું પગલું એ લેવું કે ભાષામાંથી નારીજાતિના શબ્દો વીણીવીણીને દુર કરવા અને તેની જગ્યાએ નરજાતિના શબ્દો ગોઠવવા; જેમ કે–કલમને બદલે કીત્તો, તારીખને બદલે દહાડો, સહીને બદલે સિક્કો, વગેરે વગેરે. વળી જે શબ્દોને છેડે 'ઇ' હશે ત્યાં 'ઓ' કરવો પડશે. જેમ કે–ઘાટીને બદલે ઘાટો, દાદીને બદલે દાદો, ગાડીને બદલે ગાડો: આમ છતાં પણ અનેક શબ્દો નારીજાતિના રહી જાય તેવો સંભવ છે; તો પછી તે શબ્દોને નરજાતિનાં ક્રિયાપદો, વિશેષણો વગેરે લગાડવાં. આથી અલબત્ત, પરિણામ એ આવશે કે એક પુરૂષને વહુપર કાગળ લખતી વખતે આ પ્રમાણે લખવું પડશેઃ—

ઠેકાણું: રેડીઓ કંપનો–મુંબઇ

દહાડું ૨ જું, જુન, ૧૯૨૮

વ્હાલાં વીજળા,

સમારો ચીઠ્ઠો મળ્યો. વાંચી વિગત જાણ્યો છે. તમારે માટે મને ઘણો પ્રેમ છતાં મારા મંડળનો ચળવળ હું થોભાવી શકતો નથી. એમાં સિદ્ધાંતનો વાત હોવાથી અંગત બાબતો વચ્ચમાં ન આવવો જોઇએ. નારીજાત એવો નીચ છે કે તેને પૃથ્વીપરથી ભુસી નાંખવો જોઇએ. જો કે તમે તેમાં અપવાદ છો. આમ છતાં મંડળ થોડા વખતમાં બંધ પડે તેવો સંભવ હોવાથી...હં...એલવ... હં...ગુજરાતીમાં બોલું ? તમે શીવપ્રસાદના ઉપતંત્રી છો, એમ ! બસ અંહી સુધીજ છપાશે, એમ ! બાકીનો રસિક ભાગ સંવત ૧૯૮૬ની આવૃત્તિમાં લેશો, એમને ? ભલે તો પછી. હવે લેખ લઇ લેજો... ચાલો સાહેબજી...હા...હા...ચોક્કસ. ૧૦૦ નકલ મારે ખાતે

ઉધારજો. કબુલ છે. જો જો હં કે. હું આ મંડળનો પ્રેસીડન્ટ થનાર છું. ચાલો સાહેબજી! શીવપ્રસાદને સલામ કહેજો. સાહેબજી!

(ટેલીફોન મુકે છે.)

નળ : ઠીક એક કામ થઈ ગયું. તો પછી મંડળ પણ આપણે શરૂ કર્યું જ કહેવાય ને ?

રસિક : એ તો હું પ્રમુખ ને તમે સેક્રેટરી. ને છોટો જોડીઓ સેક્રેટરી. પછી આસ્તે આસ્તે મેંબરો વધારશું. કેમ યોજના ઠીક છે ને?

નળ : અલબત્ત, વિચારો તરત અમલમાં મેલવાથી જ કામ થાય છે.

રસિક : તો ચાલો હવે હું રજા લઉં...

નળ : ચાલોને હું પણ આવું છું. વખત થયો છે.

(બન્ને જાય છે.)



## પ્રવેશ ૪ થો

(સાંજે ૬ વાગે નલિનીકાન્તને ઘેર)

દમયંતી: (રોતા અવાજે) આવો ફઈબા...

ફઈબા: 'કેમ દમુ, આજે બધું ઘરમાં જેમતેમ પડયું છે? કચરા વાળ્યા નથી, પથારા ઉપાડયા નથી...રાંધ્યું બાધ્યું છે કે તે ય નથી?'

દમુ: (રોઇ પડતાં) શું કપાળ રાંધુ? આ બાપાજીએ વાંદરાની કોટે હીરો બાંધી મારે માથે દુઃખનાં ઝાડ ઉગાડયાં છે, તે શા સુખનું રાંધીને ખાઉં ? ઓ ફઈબા, કરમનો વાંક તે કોને કહું ?

ફઈબા: અરે પણ બેટા, હવે રો મા...આ જો તારી આંખો સુઝી ગઈ છે. બન્યું છે શું તે તો કહે?

**દમુઃ** ( ડુસકાં ભરતાં ) બસ મેં એટલું જ કહ્યું કે રોજ કઢીભાત ખાઈ ખાઇને કંટાળી છું, ત્યાં તો તેમણે મને બે ચાર પેઢીની સંભળાવી દીધી. ભાતદાળ નહિ કરે તો સાંજે કાઢી મુકીશ... આમ કરીશ...તેમ કરીશ, એમ અનેક ધમકીઓ આપી છે...એ તો તેમના હાથ ચાહ પીવામાં રોકાયલા, તે મારાં ધનભાગ્ય, નહિ તો એકાદ બે મારા ગાલપર લગાવી દેત, તો ઓ ફૂઇબા હું કયાં જાત? હું મરી જાત રે મા...આજે મારૂં મોત હતું...ઠીક થયું, ફૂઇબા તમે આવ્યાં...મારૂં કંઇક કરો...મને આ કસાઇવાડેથી છોડાવો...

**ફૂઃ** ઓહોહોહોહો...એ જમાઇડાનો આટલો બધો જુલમ ? જમ ને જમાઈ બેઉ સરખા અમથા કહ્યા છે ?

**પાડોશણ :** કાં મોટી બ્હેન, આજ તો તમે આંહી આવ્યાં સો ? આ જોયું ના ? દમુબ્હેનપર તમારા જમાઇ રામકાણી કરે સે ઈ ?

**દમુ :** જુઓ ફૂઇબા, એ મારાં સાક્ષી છે. એમના દેખતાં એમણે મને આજે મારી. કેમ ખરૂં ને ઉજળી બ્હેન ?

**પાડોશણ :** હા બ્હેન, હા; સાહનો કોપ સુટો માર્યો'તો ને ઇના કટકા મેં નજરો નજર ભાળ્યા'તા. બાઇડીયું તો આખા ગામને સે, પણ ઇમ કાંઇ મરાતાં હશે ?

**ફૂઇબાઃ** કંઇ નહિ, બ્હેન, હું અહીં જ બેઠી છું. રોયો કયાં જવાનો છે ? જોવો આવે તેની જ ખબર લઉં છું. દિકરી દઇને દિકરો લીધો છે. કાંઇ દીકરીને વેચી દીધી નથી કે મારવા દીધી નથી...

**પાડોસણઃ** આ હંભારતાં જ ઓ આવે તમારા જમાઇ-રાજ...આવડદા તો લાંબી લાગે સે...

**દમુઃ** લ્યો આવ્યા...પાટલે બેસાડી પૂજા કરો, કસાઇરાજની...

**પાડોશણઃ** ભેગા કોઇ પરધાન પણ સે...

**ફૂઈબાઃ** તમે જુઓ તો ખરાં. ઝાઝી ગડબડ કરશે ને દમુની માફી માગી તેના પર જુલમ ન કરવાની ખાત્રી નહિ આપે તો દમુને હમણાં જ મારે ઘેર લઇ જઈશ ને નાતમાં અરજી દઇ નાત ભેગી કરીશ.

**પાડોશણઃ** હા બહેન, દમુ બ્હેનને અટાણે મા નથી ને બાપ તો બીજી કરી બેઠા સે...અટલે મા ગણો કે બાપ ઇ બધું તમે જ સોને...હે પ્રભુ, ફૂઇબા દે તો હાંને ખાવાં જ દેજે.

**નલીનીકાન્તઃ** આવો રસિકલાલ, બેસો અહીં...

**ફૂઈબાઃ** જેશ્રીકૃષ્ણ નલીનીકાન્ત, કેમ છો ?

**નળઃ** જેશ્રીકૃષ્ણ, મઝામાં છું...તમે આજે કંઇ મારે ત્યાં ?

**ફૂઇબાઃ** તમારે ત્યાં નહિ. પણ મારી દમુને ત્યાં...

**નળઃ** હા...હા... હું ભૂલ્યો...

**ફૂઇબાઃ** એ જ દુઃખ છે ને ? પુરૂષોને તેમાં પણ જમાઈરાજોને ભૂલતાં પણ વાર નહિ ને માફી માંગતાં પણ વાર નહિ...અમે બ્હારનાં તો જાણે સમજ્યાં ? પણ બીચારાં ઘરનાં બૈરાં...

**નળઃ** એ તો એમ જ ચાલ્યા કરે...ઘરનાં બૈરાં જુવોને. આ ઘરના દેદાર ! એ પરથી જણાશે કે કેવાં બુદ્ધ વગરનાં છે...

**ફૂઈબાઃ** તે એમાં તમારો વાંક છે...તેમાં દમુ શું કરે ?

**નળઃ** મારો શું વાંક ? તમે એનાં ફૂઇબા, એટલે ઠીક વકીલાત આદરી છે...

**ફૂઈબાઃ** નલીનીકાન્ત, એમ નાને મોઢે બહુ મોટું ન બોલાય. હું તમારી વડીલ છું. આ મા વગરની દમુને મેં પરણાવી છે, તે જરા યાદ કરો...પોંકવા હું આવી હતી...

**નળઃ** તેની હું ક્યાં તમને ના પાડું છુ ? પણ તેથી કંઈ મારો વાંક ન હોય છતાં તમે મને વઢી જાઓ ?

**ફુઇબા:** મારે કંઇ આ કેસ ચલાવવો નથી. હું તો તમને ટુંકામાં કહી દઉં છું કે હાથમાં બહુ જોર હોય તો સર્કસમાં કસરત કરવા જાઓ, મલ્લ સાથે કુસ્તી કરો, પણ ઘરની બાયડીને કંઇ આમ મારવાની નથી...

**નળ:** પણ કયા જાનવરે મારી છે ?

**ફુઇબા:** તમે...

**નળ:** ખોટી વાત છે...

**ફુઇબા:** કોઇ ગુન્હેગારે ગુન્હો કબુલ્યો છે તે તમે કબુલવાના છો ? જુઓ સાંભળો, મને ખાત્રી થઇ ચુકી છે. તમને દીકરી દીધી છે તે મારવા નથી દીધી. અમારે ઘેર કંઇ બાજરી ખુટી નથી... એનું પેટ તમારાથી ન ભરાતું હોય તો કહી દો તો હમણાં જ મારે ત્યાં લઇ જઇશ. ને નાત ભેગી કરીશ.

**નળ:** ચાલો, ઉલ્ટો ચોર કોટવાળને દંડે...ફોઇજી...ઊલ્ટી દમુએ માગવાની છે...

**દમુ:** ( રોતાં રોતાં ) લ્યો સાંભળો ફુઇબા. એક તો માર ખાવો ને ઉપરથી માફી માગવી... ઓ મા...આ તે કેમ સ્હેવાય રે ?

**નળ:** પણ તને કોણે મારી છે ?

**દમુ:** તમે...તમે...બધા સાક્ષી છે...

**નળ:** મેં તને મારી હોય તો મારા હાથ ફાટી પડશે.

**દમુ:** ને જો હું જુઠું બોલતી હોઉં તો...મારી જીભ...

**રસિક:** મી. નલીનીકાન્ત, માફ કરજો. તમારા લોકોની શાન્તિમાં ખલલ પહોંચાડું છું... હું આશા રાખું છું કે તમે બધા આ કજીયો ઘરમેળે પતાવી લેશો ને મારે જરા જવું છે...

**નળ:** માફ કરજો રસિકલાલ ! તમારી કંઇ પણ મેમાનગતી કરી શકયો નથી...

**રસિકઃ** કંઇ નહિ, તેમાં શું ? કોઇ વાર એમેય બને...ચાલો સાહેબજી...

( એક મીનીટ પછી )

**ફઇબાઃ** આવા ને આવા રખડુ દોસ્તારોની સોબતમાં જ તમે તમારી ખાનદાની ભુલી જઇને, નબળા માટી બૈરીપર શુરા થવા નીકળ્યા છો...મુઆ એવા અભાગીઆને વાંકે દીકરી અમારી દુઃખી થાય છે......

**નળઃ** પણ એવડાં તે શાં દુઃખ દઇ દીધાં ? તમે પણ જુલમ કરો છો......

**દમુઃ** તમારા જુલમ પણ કંઇ ઓછા છે ?

**નળઃ** ( ગુસ્સે થઇને ) જો દમુ, હવે હદ થાય છે. હું જુલમી લાગતો હોઉં તો આ ઘર છોડી જવાની તને છૂટ છે.

**ફઇબાઃ** ખબરદાર નલીનીકાન્ત ! મારા દેખતાં છોકરીને દબાવી છે તો...લાજ શરમ નથી આવતી ? તમે કાઢી મુકશો તો કંઇ ભુખે નહિ મરે. સમજ્યાને...એને માથે મારા જેવાં બાર હાથવાળાં બેઠાં છે.

**નળઃ** તો સાચવો તમારા સાપના ભારાને...

**દમુઃ** હું સાપનો ભારો એમ ? ( રોઇ પડે છે ) જુઓ ફઇબા, તમારા દેખતાં મને કેવું કેવું સંભળાવે છે ? મારે આ નથી રહેવું. મારે અહીં નથી રહેવું...મારે આ ઘરનું પાણી હરામ છે.

**ફઇબાઃ** ચાલ બેન...ચાલ મારે ત્યાં...નલીનીકાન્ત, જોજે હવે પરિણામ......

**નલીનીઃ** ( નરમ પડીને ) તમને ઠીક લાગે તેમ કરો...મારે કંઇ જ કહેવું નથી...એને રહેવું હોય તો એનું ઘર છે પણ...

**દમુઃ** ના, મારે નથી રહેવું; હું તો આ ચાલી.

**ફઇબાઃ** હવે નાતની પંચાતમાં મળજો જમાઇરાજ.

**નળઃ** ને તમે કોર્ટમાં આવજો... ઓહો...**બૈરાંની જાતનો કંઇ મિજાસ ! !!**



( બન્ને બારણું અફાળી ચાલી જાય છે. )

## પ્રવેશ ૫ મો

### નાતનું સાજનું

**૧ અવાજ:** આવો આવો...પ્રેમચંડભાઇ, આવો રાયચંડભાઈ, આ માનચંડભાઇ ટમારી જ વાટ કરટા ઉટા...

૨ અવાજ: કેમ સોભાગ્યચંડભાઈ હજી હુટી નહી આઇવા ?

૧ અવાજ: આ આઇવા. ઇયાદ કરટાંજ આઈવા...આપની હુરટની ન્યાટમાં સોભાગચંડભાઇ ની આવે તો નાક કપાઇ જાયની ?

૩ અવાજ: કેમ રાયચંદભાઇ, ચાંદીના ભાવ કેમ કઇરા ?

૪ અવાજ: અરે હેઠ, હું કહે તમને...ચાંદીએ તો મારી લાઇખા જો...આ હવાકાનું હાક ને હવાકાનું ભુહું ખાઇ ખાઇને ભેગા કરેલા પૈહા બધા ખલાસ કઇરા...

૩ અવાજ: તે તેમાં હુરતી ભાઇડા થઇ હીંમત સાના હારો છ ? પાઘડી ફેરવી બાંધવાની; કેમ માનચંદભાઇ ?

૨. ખરૂં...શેઠ...ખરૂં...સત્તર આના ને એક પૈની વાત કરી લાખી નમે.

૩. લ્યો હવે પ્રેમચંદભાઇ, આજે નાત કેમ બોલાવી છે...? જુઓની ફરિયાદઅરજીમાં શું છે ?

**ફુઈબા:** ( ધીમેથી કાનમાં ) જો દમુ, તને નાતના પંચાતીઆ કજીયાનું કારણ પુછે તો 'સ્ત્રીજાતિ દાળ પહેલી' એમ તેં હઠ કરેલી, એમ કહીશ મા. આ તો બધા જુના વિચારના નાતિલાઓ તારાપર ઉલટા ખીજાઇ જશે. એમજ કહેજે કે તેં તો પુરૂષજાતિ ભાત પહેલો કરવા કહેલું; સમજીને

૨ અવાજ: આ દમયંટી બેનની ફરિયાડ આવી છે કે તેનો વર તેને બહુ મારે છે, માટે નાત કંઇ કરે...

૩ અવાજઃ તમેજ કે દમયંટી બેન ? શું બન્યું ? નાટને વાટ ટો કરો ?

ફઈબાઃ નહિ મુરબ્બી, હું તો તેની ફઈબા છું. દમયંતી તો આ છોકરીનું નામ છે. બોલ બેટા, દમુ...તારી ફરિયાદ નાતને કહે...

દમુઃ ( શરમાતાં–જરા રોતા અવાજે ) મેં કહ્યું, ભાત દાળ કરૂં. તે કહે; ના દાળ ભાત કર...હું તો બન્ને કરત, પણ તે કહે શા માટે પુરૂષજાતિના ભાતને પહેલો બોલીને તમે બૈરાંઓ નીચપ વ્હોરી લ્યો છો ? તમે તો દેશની દેવીઓ છો.–પૂજ્ય છો. મેં કહ્યુંઃ ' ના, પતિ એ દેવ છે–' હિંદુશાસ્ત્રોમાં તેમ કહ્યું છે, એટલે તેમને ખીજ ચડી ને મને અડધો કલાક સુધી મારી...ઓ મા, હજી મારો વાંસો દુખે છે...

૩ અવાજઃ ટેનો વર નહીં આવ્યો કે ? એ આજકાલના છોકરા બુધરી ગયેલા. ભનીને વંઠી ગએલા–નાટ બાટનો હુકમ બુકમ માને કે ? જુઓ દમુ બ્હેન, ટમને નાટની સલાહ છે કે ટમે ટેને અંહી સમજાવીને લઇ આવો તો નાટ ટેને સમજાવે...કેમ પ્રેમચંદભાઇ, ખરૂં કહું છુંને ?

૧ અવાજઃ ખરી વાટ...સો ટચની છે...

ફઇબાઃ પણ નાત જો તેને જરા ધમકી આપી ઠેકાણે લાવે તો અમે નાતને બરફી પુરીનું જમણ આપી તપેલાની લ્હાણી કરવા વચન આપીએ છીએ.

૪ અવાજઃ એ વાટ ગલે ઉટરે છે...ટો ટમે બસ કાલેજ નાટ કરો ને પરમદહાડે સવારે ટમારો જમાઇરાજ ટમને પગે પરટો ન આવે તો હું નાટનો શેઠ નહિ. કાલે ડુકાને બોલાવીને એ છોકરાની ખબર લઇ નાખું ! પછી કાંઇ...પુછી જુઓ ટમારી ભટ્રીજીને કે કાલે નાટ કરશે કે ?

દમુઃ ફઇબા, શું ? નાતે શું કહ્યું ?

**ફૂઈબા:** કંઈ નહિ, આપણે જીત્યાં છીએ. એ છોકરો પરમદહાડે સવારે તારી માફી માગવા આવશે. તું જો તો ખરી; તારી ફૂઈબાએ ૧૮ ગામનાં પાણી પીધાં છે. પણ તારા બેંકના ખાતામાં કેટલા રૂપીઆ છે ?

**દમુ:** પૈ પૈસો તેમના ખીસામાંથી કાઢી લઈને રૂપીઆ હજારેક માંડ ભેગા થયા છે...

**ફૂઈબા:** તો તે કાલે ખરચવા પડશે. નાતને બરફી પુરી ખવડાવતાં જ તારૂં કામ થઈ જશે.

**દમુ:** પણ હજાર રૂપીઆ–? એટલા બધા રૂપીઆ ?

**ફૂઈબા:** ત્યારે રૂપીઆ વગર ક્યાંય કામ થતાં હશે ?

**દમુ:** પણ પછી હું ખાઉં શું ? ને વખતે એ માફી માગવા ન આવ્યા તો મારી મરણ મુડી જાયને ?

**ફૂઈબા:** તો પછી આંહી કોણ તારૂં કામ મફત કરવા બેઠું હતું ? પાઈની પેદાશ નહિ ને ઘડીની નવરાશ નહિ–એવાં કામ નાત તે કરતી હશે !

**દમુ:** પણ ફૂઈબા, નાતને બરફી પુરી આપીને તેમાં રૂ. ૧૦૦૦ ખરચવા તેના કરતાં તો એમને જરાક સમજાવી લેવા સારા...આ તો તમે વચમાં નકામો ખર્ચ ઉભો કર્યો !

**ફૂઈબા:** આ...લો...આવ્યું હવે મારાપર... હું જ રાંડ અભાગીણી કે મેં તારી વકીલાત કરી. જો આ જશને બદલે જુતીયાં... ત્યારે તારે નાત નથી કરવી તો મારાથી કંઇ તને જીંદગી સુધી વેઠાવાની નથી.

**દમુ:** પણ એ વાત મારે ગળે નથી ઉતરતી...

**ફૂઈબા:** જોયુંને...ફઇબાને કુવામાં ઉતારીને અડધેથી દોરડું કાપ્યું ! ચાલો ઘેર...નાતને ના કહી દઇએ છીએ...તારૂં ફાવતું તું કાલથી કરી લેજે...સાંભળો પ્રેમચંદભાઇ...દમુને નાત કરવી નથી ને ફરિયાદ પાછી ખેંચી લે છે...

**પ્રેમચંદ:** તો અહીં નાટને કાં ફુરસદ છે ટેમના ઢની ઢનીયા-નીના કજીયા પટાવવાની ? નકામો અડઢો કલાક ગુમાવ્યો. ચાલો ચાલો માનચંદભાઇ-સોભાગચંડભાઇ, નાટનું કામ ખલાસ ઠાય છે. એ ટલમાં ટેલ નઠી...



## પ્રવેશ ૬ ઠ્ઠો:

### કોર્ટમાં

**સીપાઈ:** ( બુમ ) નલીનીકાન્ત માલીનીકાન્ત માંકડ—

**(૨) બુમ:** હાજર...

**વકીલ:** મી. નલીનીકાન્ત આજની મારી ફીના રૂ. ૨૫) લાવ્યા છો કે ?

**નલીની:** હાજી લ્યો... ( રૂપીઆ આપે છે )

**વકીલ:** જુઓ, તમને એક ખાનગી વાત કહી દઉં. તમારી જુઆનીમાં તમે એમ ના કહેતા કે 'પુરૂષજાતિ ભાત પહેલો કરવા મેં કહેલો: આ કોર્ટ તો સુધરેલા વિચારોવાળા જજ્જ, વકીલો ને બેરીસ્ટરોની હોવાથી તમારા જંગલી વિચારોથી કેસ માર્યો જશે. તમે તમારે બેધડક કહેજો કે મેં તો 'સ્ત્રીજાતિ દાળ પહેલી કરવા કહેલી અને અમે Shivalrous proposal કરેલી; પણ તે જંગલી હિંદવાણી કહે:-નહિ, 'બસ પુરૂષ એ દેવ છે.' મારે તેના ભેજાંમાંથી આ જંગલી માન્યતા દુર કરવી હતી,' એટલે કજીયો થયો ને તે ચાલી ગઈ. સમજ્યાને ? એમ બોલજો.

**નળ:** ભલે.

**સીપાઇ:** (બુમ) નામદાર મેજીસ્ટ્રેટ સહેબ...સલામત...

**મેજી:** મી. મુજુમદાર...પહેલો કેસ આપનો છે કેમ ?

**વકીલ:** હા નામદાર ?

**મેજી:** આરોપી બાઇ હાજર નથી શું ?

**વકીલ**: ના નામદાર...

**મેજી**: તો પછી મારે વારંટ કાઢવાનો હુકમ કરવો પડશે... તમારી ફરિયાદ શી છે?

**વકીલ**: નામદાર, એ બાઇમાં મારા ફરિયાદી કુળે વિશ્વાસ મુકેલો કે તે સુધરેલા વિચાર ધરાવશે, પણ તેણે જંગલી વિચારોનું પ્રદર્શન કરી વિશ્વાસઘાત કર્યો છે આ પહેલો આરોપ છે અને બીજો આરોપ ઘર ખુલ્લું મુકીને ચાલી જવાથી મારા કુળને હજારો રૂપીઆની નુકસાનીમાં ઉતારનાર ક્રીમીનલ બેદરકારી બતાવવાનો છે.

**મેજી**: તો મારે વારંટ કાઢવા હુકમ કરવો પડશે અને કેસને બીજી તારીખપર મુલતવી રાખવાની ફરજ પડશે...

**નળ**: મી. મુજુમદાર, વારંટ બારંટ નથી કઢાવવું, એ બીચારીએ એવો કંઇ મોટો ગુન્હો નથી કર્યો. મારે કંઇ મોટા આરોપો પણ મુકવા નથી...મારે તો માત્ર ફારગતી જ જોઇએ છે.

**વકીલ**: તમે લોક કાયદામાં શું સમજો? ફારગતી મેળવવાનો હિંદુસ્તાનમાં કોઇ કાયદો જ નથી. એ તો આમ વિશ્વસઘાત સાબીત કરી તેને જેલમાં મોકલવાથી જ તમે કુદરતી રીતે ફારગત થઇ જશો.

**નળ**: તેને જેલમાં મોકલીને? એ બીચારી ત્યાં દુઃખી થાય, તેના અને મારા કુટુંબની આબરૂ જાય–ફરીઆદને મારે એટલી બધી આગળ નથી ખેંચવી...

**વકીલ**: ત્યારે અહીં કોર્ટમાં શું માથું ભોડાવા આવ્યા...બીચારીપર બહુ પ્રેમ હતો ત્યારે ત્યાં જ લવાદપર કેસ લઇ જવો હતો ને? નકામો કોર્ટનો વખત ગુમાવો છો...તો પછી ફરિયાદ પાછી ખેંચી લેવી પડશે...

**નળ**: ખુશીથી...પાછી ખેંચી લો...આપણે એ ધંધો નથી કરવો...

**વકીલ**: માય લોર્ડ, ફરિયાદ દાખલ કરવામાં કંઇક ભુલ થઇ

છે. તો હું અરજ કરૂં છું, કે ફરિયાદ કાઢી નાખશો. અમે તે પાછી ખેંચી લઇએ છીએ.

**માજી**: ઓલરાઇટ, ફરિયાદીના કહેવાથી ફરિયાદ કાઢી નાખવાનો હું હુકમ કરૂં છું.

**સાંજે**

( તે જ સાંજે સોરાબજીને ત્યાં કલાક પછી )

**સોરાબ**: અરે ઓ શીરીન, કહાં મરી ગઇ, આય જોની ! સાંજના જામે જમસેટમાં પેલાં પોટીયાંદાસનો 'ડાળભાટ કેસ' કોરતમાં નીકરીયો તેનો અહેવાલ આયો છ...

**શીરીન**: મરે રે—તમે બી હમનાં હમનાં...રાંઢનીમાં રનસંગ્રામ ચલાવીગો છ જો...ને શીરીન કહાં મરી ગઇ—એમ બોલટાં શીખીયાચ જો!

**સો**: ને તુંબી તારા સોરાબને મરી ગયેલો જ માને છની ? આય જોની વરી પાછું તારૂં હરમાનીયું બંઢ કરી મારૂં માથું દુઃખારીયું...શીરીન...દીકરી...કંઇક વજારની...એમ શું તગાવે છ–બચ્ચાની કાની...

**શી**: ઓ માય, તમે તો બસ પચ્ચીસ કલાક વજાર વજાર જ કહ્યા કરો છ...

**સો**: અરે પન અક્કલ...ડહારાના ચોવીસ કલાક કેલન્દરમાં છે તહાં પચ્ચીસ કહાંડી આઇવા?

**શી**: મરે રે પાછલી રાટના એક કલાક સક્કારીથી ઉથારીને ગાયન વજરાવો છ. તે ચોવીસને એક પચ્ચાસ થીયાને ?

**સો**: તું માથું ના ખા...હું ડાખલામાં કાચ્ચો ઉટો ! વજાર... વજાર...દીકરી...

**ગાયન.**

**શી**: શું કેહું લરઇ તું હારી સોહરાબ
દીકરી સમજે છ ? લરઇ તું હારી

સો: શાની સફાઇ કરેચ તું મતારી
 શીરીન તારો સોલી જીટીયો તું હારી......
શી: એક ઉતો તારા જેવો ખુતારો,
સો: બીજી શીરીન તું ખુતારી;
શી: ઢાન ડાળ ને વરે એમ સામ્ભે સલગી–
 લાગી લરાઇની કતારી...
સો: શીરીન માયે લરઈની બીંગલ વજારી...



## પ્રવેશ ૭ મો :

નળ: કોણ દમુ ?

દમુ: કોણ તમે ?

નળ: આપણા ઘર તરફ કયાં જતી હતી?

દમુ: તે તમે કોણ પુછનાર...જાઓ નથી કહેતી...તમે મારા ઘર તરફ કયાં જતા હતા ?

નળ: તું ભલે ન કહે...હું તો કહીશ...મને હક છે. એક વાત કહેવા આવ્યો છું. આ જો, દેશમાંથી ડોસાનો કાગળ આવ્યો છે. તે આજે રાતે મુંબઇ આવે છે, આપણા કજીયાની તેમને ખબર ન પડે, માટે તારી સાથે સંધિ કરવા આવ્યો છું, હજી પણ માની જા ને આ લડાઇ મુકી દે.

દમુ: તમે કહ્યું છે તો હવે હું પણ કહી દઉં. મને ફુઇબા સરપનો ભારો ગણે છે ને વધુ વાર પોતાને ઘેરે રાખવા ના કહે છે; તો હું જ્યાં સુધી એકલા રહી શકવાની શકિત ન કેળવું ત્યાં સુધી મારે પણ તમારી સાથે કામચલાઉ સંધિ કરવી છે.

નળ: ઠીક થયું કે તું ઠેકાણે આવી.

દમુ : વળી પાછી હું ? મારો વાંક જ શો હતો ? તમે ઠેકાણે આવ્યા,

**નળી :** આપણે બન્ને ઠેકાણે આવતાં જઈએ છીએ, બસ ? ચાલ જો, એક નવો રસ્તો બનાવું. તારૂંએ રહ્યું ને મારૂંએ રહ્યું. દાળભાત પણ નહિ ને ભાતદાળ પણ નહિ; રોજ ખીચડો બાફવાનો નિયમ કરીએ એટલે......

**દમુ :** જો વળી પાછો ખીચડો કહ્યો. તમને તે પુરૂષને કંઇ લાજ છે ? ખીચડી કહેતાં શું મુછ નીચી થઇ જાય છે ?

**નળી :** જો વળી પાછી તું ખીચડી–નારીજાતિને વળગી !

**દમુ :** તમે કેમ ખીચડો બાફવા કહ્યો ?

**નળી :** તોબા છે તારાથી તો...

**દમુ :** તમેય ક્યાં તોબા પોકરાવવામાં ઉતરો તેમ છો.? આમ તમે જરા પણ નમતું ન આપો તો સુલેહ તે કેમ કરી થાય ?

**નળી :** પણ તુંય જોને વળી ક્યાં નમે છે ? ઠીક ચાલ, ઉભી રહે; મને એક શબ્દ યાદ આવે છે. એક બીજો રસ્તો કરીએ. ખીચડો પણ નહિ ને ખીચડી પણ નહિ. ખીચડું કરીએ ! બોલ એ તોડ ગમશે ?

**દમુ :** ( તાલી દઇને ) હા, એ ઠીક છે: બન્નેનું માન રહેશે.

**નળી :** ચાલ ત્યારે ઘરે જઇએ.

**દમુ :** ઘર પછી; આજ સાત દિવસમાં સાડી બની ફાટી ગઇ છે, તે રસ્તામાંથી નવી અપાવતા જાઓ.

**ન :** ઓ હો ! સાડી સાડી શું કરે છે ? એક નહિ ને એકવીસ, જો તું આમ સુલેહ જ કરતી હોય તો...પણ લે આ રૂપીઆ. આખો પગાર તને જ આપી દઉં છું...આજે રવિવાર છતાં મેં એક પાઇ પણ ખર્ચી નથી. તારે મનપસંદ લઇ લેજે ને હું જરા એક ઠેકાણે કામ બતાવી ત્યાંથી સ્ટેશને ડોસાને લેવા જઇશ. ત્યાં સુધીમાં તું ઘર સાફસુફ કરી ખીચડો....નહિ નહિ ખીચડી–અરે આપણે ખીચડું બનાવી રાખજે.

**દમુ :** વારૂં...બીજું કંઇ બનાવું સાથે ? ફરસાણ–બરસાણ ?

**નળી :** ફરસાણ બનાવજે, બરસાણ નહિ !

દમુ : (હસીને) જો વળી પાછા ખીલ્યા કે ? બૈરીની મશ્કરી કરવામાં તો બાદશાહ છો !

**નળ:** પણ રૂપીઆ આપવામાં એક્કા છું ને ?

**દમુ:** બળ્યાં તમારાં લખ્ખણ...

**નળ:** ચાલ હવે ડાહી થઇને ઘેર જજે.

ચાલો સાહેબજી...દમુ !

**દમુ:** મડમજી, નળસાહેબ !



## ટ્રેનપર

( એક ઘંટ )

ફેરીઆઓના અવાજો:—

પેંડા બરફી જલેબી !

સેવમમરા–ગાંઠીયા–ભજીયાં !

પાન–સોપારી–બીડી–બાકસ !

ચાહ બ્રામણીયા !

( ટ્રેનની સીટી, ટ્રેન આવવાનો ખખડાટ. )

**નળ:** બાપાજી, પ્રણામ

**ડાસા:** આશિષ બેટા...નલિન ! કેમ તબીયત તો મઝામાં છે ને

**ન:** હાં બાપુજી–તમારે પ્રતાપે !

**ડા:** ને દમુતી ?

**ન:** હો...મોજ કરે છે...ચાલો સામાન લઇ લઉં છું. ગાડીમાં તકલીફ તો નથી પડીને ?

**ડા:** એક સિવાય નહિં.

**ન:** એ વળી શું ? શી તકલીફ પડી હતી ?

**ડા:** હવે ઘેર નિરાંતે વાત.



## ઘેર જમતી વખતે

નઃ બાપુજી, નાહી રહ્યા ? ચાલો થાળી પીરસી છે.

બાપુઃ હા...ચાલો...નાહી રહ્યો છું. પણ આ શું ? દમુ દીકરી ? તું આટલી મોટી થઇ, પણ અમારૂં ડોશી શાસ્તર ન શીખી ? આજે રવિવારે ખીચડું તે થાય ? તેમાં પણ રવિવારે ખીચડું તે થાય ? તેમાં પણ સસરાજી ઘણેવર્ષે દેશમાંથી આવનાર છે ને તેમના ભાણામાં સૌથી પહેલું ખીચડું મુકાય ?

નઃ ના બાપુજી, એ તો હમણાં હમણાં મારી તબીયત સારી રહેતી નથી એટલે મારી લાગણીને ખાતર દમુ રોજ **ખીચડી** જ બનાવે છે...

દમુઃ હં...હં...**ખીચડી** આવી. ( હસે છે )

બાપાઃ અલ્યા પણ તું તો સ્ટેશનપર કહેતો હતો કે તારી તબીયત તો મઝામાં છે ?

દમુઃ સસરાજી, તબીયત તો બન્નેની મઝામાં છે. પણ મને લાગ્યું કે દાદાજી દેશમાં રોજ દાળોડાને ભાતોડા ખાઇ ખાઇને કંટાળ્યા હશે ને વળી મુસાફરીનો થાક લાગ્યો હશે માટે લાવ હલકો ખોરાક બનાવું એમ ધારીને **ખીચંડપાક** બનાવ્યો છે.

નઃ હં...હં... **ખીચડપાક** કેવો–(હસે છે)

બાઃ ઠીક ચાલો...ઠીક કર્યું.

(જમી રહ્યા પછી)

નઃ બાપાજી વાત તો કરો, ટ્રેનમાં શી તકલીફ પડી હતી ?

બાઃ હા હવે કહું; બન્ને જણ સાંભળો, જાણે તકલીફ નહિ, પણ મુંઝવણ થઇ હતી, કે ગાડીમાં બેઠા પછી મને એક સવાલ મનમાંએ ઉપજ્યો કે ગાડી ઉપડી ત્યારે પહેલું જમણા હાથનું પૈડું ઉપડયું કે ડાબા હાથનું ?

ન–દઃ (હસીને) બસ આ જ મુંઝવણ કે ? તમારી અવસ્થા થઇ એટલે તમને લાગે... પૈડાં તો બન્ને સાથે જ ઉપડે, બાપુજી...

**બાપા:** નહિ તમે બન્ને મૂર્ખાં છો... એક પૈડું જરૂર પહેલું ઉપડેલું હોવું જોઈએ... જુઓ, દાળભાતમાં પણ એક ચીજ પહેલી પહેલી જાય તો ગાડીના પૈંડામાં શા માટે બન્ને ભેગાં જાય ? ભાઈ નલીન અને બેટા દમુ, તમારો કંકાસ હું પામી ગયો છું. મારાથી ન છુપાવો. કંકાસ છુપાવવા માટે જ તમે આ ખીચડું કર્યું હતું. દાળ પહેલી કે ભાત પહેલો, એવી નજીવી વાતમાં રજનું ગજ બનાવી તમે જગતમાં બન્ને કુટુંબોની ફજેતી કરી છે. કહો તમને શી સજા કરવી ?

દીકરાઓ, નીતિવાક્ય યાદ કરો કે **एकेन चक्रेण रथस्य गतिर्न भवति** એ ભૂલી જઈ એકબીજાની જાતિની મોટાઈ સ્થાપવા માટે સંસારની હોળી કરતાં પહેલાં તમારે વિચારવું જોઈતું હતું. થોડું બાંધછોડ કરવામાં, થોડો આત્મભોગ આપવામાં, બે સિદ્ધાંતોની અથડામણ થાય ત્યારે સામાના સિદ્ધાંત અથવા ભાવનાને માન આપવામાં જ સાચી વ્યાવહારિકતા છે અને વ્યાવહારિક થવાથી જ ભયંકર પરિણામોમાંથી બચી જવાય છે. જેમ દાળ પહેલી ઓરાય છે તેમ ભાત પહેલો પીરસાય છે. આમ કે તેમ બધે સરખું જ છે. સ્ત્રી અને પુરુષ રૂપી બે પૈડાં સાથે જ ન ચાલે ત્યાં સુધી સંસારની ગાડી કદી ચાલતી નથી. હવે તમે કહો કે કેટલું લડી નાખવું ધાર્યું છે?

**નળ:** બાપુજી, હવે જો દમુ સાથે હઠ કરું તો મને મારી પુરુષજાતના સોગન છે

**દમુ:** સસરાજી, હવે જો હું એમની સામે હઠ કરું તો મને મારી સ્ત્રીજાતનાં સોગન છે.

**નળ** }<br>**દમુ:** } અમને માફ કરો...હવેથી કદી ન લડવા અમે વચન આપીએ છીએ.

**ડોસા:** મારી આશિષ છે. દીકરાઓ! પ્રેમથી રહીને સુખી થાઓ અને જગતને સુખી કરો...બોલ દીકરી દમુ તો હવે કાલે પહેલું શું રાંધશો ?

**દમુ:** એ કહે તે.

**નળ:** ના; દમયંતી કહે તે...

**ડોસા:** એ વળી પાછી સળગી...તમે બન્ને ક્યાંક લડાઇ મટાડવા માટે લડી પડશો. જાઓ હું કહું છું તે કરજો. લાપસી બનાવજો. ચાલો તે વાત પતી. અને હવે આ રસોડાના રણસંગ્રામની આજે જે સુલેહ થઇ છે, તેની ખુશાલીમાં ચાલ નલિન દીકરા, તું હાર્મોનીયમ લે ને દમુ, તું પેલી ભીમપલાસ ગા...

—ગાયન—

## ભીમપલાસ

(સ્વકુલ તારકસુતા–એ રાહ)

જે ઘર હોય વનિતા પતિવ્રતા, (૨)
તે સહજીવનમાં રસકવિતા... જે ઘર.
પૃથ્વીપરનાં સ્વર્ગ ગણો–જ્યાં
કુલિન વહુ ને કુલિન દુહિતા
પતિવ્રતા—જે ઘર.
દેવ રમે માનવમંદિર એ
સુંદરીઓ જ્યાં સાધુચરિતા
તે ઘર પુણ્ય સરિતા... પતિવ્રતા—જે ઘર.

  

# બોલ-વા !* (Talkophobia)

એક શ્રાવ્ય પ્રહસન

## પંચપાત્ર

### પુરૂષવર્ગ

પડઘાભાઇ—મી. હારમોનીયમ યાને ચીમનાના બાપા

તબલાશંકર—નવો ભાડુત, પડઘાભાઇનો પાડોશી

ડૉકટર માંદાભાઇ—એક મિત્ર.

### સ્ત્રીવર્ગ

રાડકોરબાઇ—મીસીસ હારમોનીયમ યાને ચીમનાની બા

માલીબાઇ—તબલાશંકરના સસરાની એકની એક દીકરી

જોશી વગેરે...વગેરે...વગેરે,

(ટુંકસાર-પ્રવેશ ૧ લો : કારણ યાને રોગ; પ્રવેશ ૨ જો : કાર્ય યાને ચિકિત્સા; પ્રવેશ ૩ જો : પરિણામ યાને દવા. )

**પ્રવેશ ૧ લો. (ચીમનાની બા )**

ડૉકટર માંદાભાઇ—કેમ માલી ભાભી, કયાં ગયા મારા તબલાભાઇ ?

માલી—આવો આવો, માંદાભાઇ

ડૉકટર—ભાભી, માફ કરજો; હવે હું ડૉકટર થયો છું, એટલે મારી ફઇબાએ મારૂં નામ બદલ્યું છે. હવે મને માંદાભાઇ નહીં, પરંતુ મધુસુદનભાઇ કહીને બોલાવજો.

માલી—પણ સરકારને ચોપડે તો તમારૂં નામ માંદાભાઇ ચઢી ચુકયું હશેને ?

* આ પ્રહસન પણ મુંબઈની બ્રોડકાસ્ટીંગ કંપનીમાં તા. ૧૧-૧૧-૧૯૨૮ને રોજ બજવાયું હતું.

ડોકટર—હા, એ એક મુશ્કેલી છે અને તે નામ બદલવા માટે કાયદો શું કહે છે તે જાણ્યા સિવાય છુટકો નહીં હોવાથી હવે કાયદો ભણવા વિચાર છે.

માલી—ત્યારે તો વકીલે થવાના, એમને ? ચાલો તે પણ ઠીક; મફત સલાહ તો મળશે ! આ તમારા ભાઇને કોરટ કચેરી સિવાય બીજો ધંધો નથી તે તમે વકીલ થશો એટલે ફીનો ખરચ તો બચી જશે !

ડોકટર—તબલાભાઇની સલાહ લીધા વગર, મારાથી મફત સલાહ આપવાનું વચન કેમ અપાય ? કયાં ગયા છે તે ?

માલી—આ આવ્યા જુઓ...ડળદાને ત્યાં ગયા'તા.

તબલા—અહ્લો, કોણ માદાયો, કેમ અઇલા ઘણે દિવસે ?

ડોકટર—બસ કર...માંદીયો તો મારૂં માજી નામ છે.

તબલા—અને પિતાજી નામ ?

ડોકટર—પિતાજી નહીં, અક્કલ, છેલ્લામાં છેલ્લું અને અપ-ટુ-ડેટ નામ ડોકટર મધુસુદન માંકડ, એમ. બી. બી. એસ.

ડોકટર—ઓહ આઇ સી ! માફ કરજો, હું ડાકટરસાહેબ, હું જરા જુના જોડાના ડાકટરને ત્યાં બુટપોલીશ કરાવવા ગયેલો !

ડોકટર—હવે એ તો માફ તો કરી મુકેલો છે જ. વાત કરને હવે, કે આ નવું ઘર કેમ લાગે છે ? અહીં કયારે રહેવા આવ્યો ? હું તો તારે જુને ઘેર ગયો હતો, ત્યાંથી રખડી રખડીને મહા મુશીબતે આ નવા ઠેકાણાનો પત્તો લાગ્યો.

તબલા—સારૂં છે દોસ્ત—પેલે ભવ મેં બહુ પુણ્ય કર્યાં લાગે છે. આજ દસ વરસથી મુંબઇ આખી રખડી વળ્યો, પણ કયાંય આવી જગ્યા નહોતી મળી તે આખરે મળી. સોળે સોળઆની સગવડ ને ભાડું માત્ર દસ ! તે પણ સગવડે આપવાના ! આ આમ જો, આ નળ, આ રસોડું, આ છજું, આ ઉપર અગાસી છે તે આપણા જ કબજામાં,

શાંત લતો, વળી બોંયતળીયું. દાદર ચઢવાની ખટપટ નથી, ટ્રામ ટ્રેન નજીક, દીવાબતી, પડોશી પણ એટલા ભલા કે...

તાલીબાઇ–સાંભળ્યું ? જરા ઉભા...

રાડકોરબાઈ–( મોટો ધાંટો પાડીને ) ચમના, ઓ...ચમના... મારા પીટયા, રોયા પાઘડી બળ્યા, મુઆ કયાં મરી ગયો ? આમ આવસ કે મુઆ તારો ઘાટ ઘડું ! આવવા દે તારા સગાને, જો રોયા, ઉંચે બાંધીને નીચે તાપણું નો કરાવું તો હું તારી મા નહીં. પીટયો, અલાધીઓ, આખો દી મરકુંદી કરસ. રોયાને ભણવું નહી, લુખ્ખે ખાવું નહી ને ખાવા દેવું નહી. માના જીવનાં લોહી ઉકાળા કરાવવા...આમ આવ પીટયા...ઉભો રહે...

એલા રામા–તું કયાં મરી ગયો ? પીટયા નોકરી કરસ કે મકસરી ? તારી કાકડી કાઢે પીટયા...આ ભાળનો નથી તારો શેઠનો ગગો કયાં ગુડાણો સે ? જા...જા દોડ. ગોતી લાવ. ચમનો કયાં મુવો છે ? ઓ તાલીબેન...આ જોયું કે પીટયા ઘાટાઓ કામ કરેસે તે...રોયાને ગાંસડોક ભરીને ખાવા દીયો ને ગુજા ભરીને પગાર દીયો તોય સોકરાઉ નો રાખે...આ મારો ચમનો એક કલાક થીયા રોયો કયાંક ખડકાણો–એ...મુઆ બધા મારા લોહીના જ તરસ્યા સો. આ...ઇ...આવે ત્યારે ઇની વાતસે...રોયા ધાડીને ને સોકરાને સહાવવામાં બાકી નય રાખી...( જરા અવાજ નીચે પાડી ) ઓ... મા...કીયા ભવના પાપે બધા આવા જીવલેણ જડયા...( ઘરમાં જતાં જતાં બોલે એટલે અવાજ થોડે થોડે દબાતો જાય છે અને આખરે ડુબી જાય છે. )

તગલાશંકર–માંદીયા, આ તો મારી નાંખ્યો ! અરર, મારૂં તો માથું...

તાલીબાઈ–(ધીમેથી) કાં હું નહોતી કહેતી, કે તમે અમથા ઉતાવળા ન થાઓ ? પાડોશી ભલા છે તેની ના નથી કહેતી, પણ

તમે બહાર ગયા ત્યારે મેં જોયું છે કે પડોશણ તો કોઇક બડી નફ્ફ્ફોદ છે. આખો દહડો એને બોલ બોલ કર્યા વિના ચેન નથી પડતું. કાં તો દીકરાને ને કાં તો ધણીને ને છેવટ કોઇ હાથમાં ન આવે તો માટીને ગાળો દેતીજ હોય. નહોય ત્યાંથી કજીયા કાઢીને લેતી પડે.

ડોકટર–પણ એને શું થયું છે, ભાભી?

તાલીબાઇ–કાંઈ નહી ભાઇ, મને તો લાગે છે કે જેમ માણસને સંધીવા થાય છે, જેમ લેખકોને લખ લખ કરવાનો લખ્ખવા થાય છે, તેમ આ બાઇને બોલ બોલ કરવાનો બોલ—વા થયો હોવો જોઇએ...

ડોકટર...તમે ભાભી, મારા કરતાં વધારે હુશીયાર ડોક્ટર લાગો છો.

તબલાશંકર–કપાળ હુંશીઆર! હવે આ માળામાં આવી ભેરાણા તો ખરા. પણ હવે આ રોજરોજ માથું ખવાઇ જાય તેનું શું કરવુ? ઉપાય બતાવે તો ખરી હુશીયાર, નહી તો ઠબ્બુ.

તાલી–ઓહો એમાં તે શું મોટી વાત? મેં તો ગઇ કાલનું નક્કી કરી રાખ્યું છે. જુઓ, આ તમે હાથ વાજુ વસાવ્યું છે અને વાર તહેવારે જ વગાડો છો તેના કરતાં હવે તમે જ્યારે ઘરમાં હો અને એ બાઇ બ્હાર બોલવા નીકળે ત્યારે તમારે વાજુ લઇ બેસી જવું ને જોરથી વગાડવું. જોઉં તો ખરી કે વાજાનો અવાજ જીતે છે કે એ રાડબાઇનો!

ડોકટર–શાબાશ રે તાલીભાભી તમે તો ભારે કરી.

તબલાશંકર–એ તો ઠીક, પણ એવી બાઈના બીચારા વરના શું હાલ થશે!

તાલીબાઇ–તેની તમને શી ચિંતા? આમ આખા ગામની ફીકર કરીને જ આ દુબળા થઇ ગયા છો, છાનામાના ડાહ્યા થઇને વાજું બ્હાર કાઢી રાખો; નહી તો હમણાં વળી પાછી પડોશણ ટહુકશે,

જાઓ માંદાભાઇ, એમને પેલું વાજું કાઢી આપો તમે તૈયાર રહો. ત્યાં હું ચાહ બનાવું. આજ આપણે નવા ઘરનું વાસ્તુ ઉજવીએ.

તબલા–લાવ ભાઇ લાવ વાજું; માથું બચાવવા માટે થોડો હાથનો ઉપયોગ...

ટાડમાર–(ઘાંટો પાડીને) એ ચમના...એ રામલા...એ પીટયાઓ કયાં મુવા !—

તાલી–હં ?...હોશીયાર ખબરદાર—

તબલાશંકર—( વાજાના સુર કરીને )

ગુજારે જે શીરે ત્હારે પડોશણ, ના સહી લેજે :
પકાવે શીર બહુ બોલી, કદી તું ચુપ ના રહેજે.
કઢાવી બ્હાર ખોખામાં પડેલું હેન્ડ હારમોનીયમ ;
ફરી ભેગી બધી શક્તિ બપોરે ભઈરવી ગાજે.
અવાજોની કચેરીમાં નથી હીમાબ લૂલીનો ( જીભડીનો ):
મુકી વાજું ખુણામાં તું ત્હોરી ના પીડા લેજે.
પછી જોજે તમાસો કોણ જીતે છે એ કુસ્તીમાં ;
વધે શું જીભ કે વાજું ? અમોને તે જરી કહેજે.

## પ્રવેશ ૨ જો:

( ‘ શું કરવું ’ પરિષદ )

પડધાભાઈ—‘કેમ તબલાશંકરભાઈ છે કે ? ’

તબલા—‘એ...હા...હા...આવો કોણ છો ભાઇ ?”

પડધા—‘ એ તો હું તમારો પાડોસી...મારૂં નામ–’

તાલી—( ધીમેથી તબલાને ) કોણ રાડકોરબ્હેનના વર કે ?’

તબલા—( ધીમેથી તાલીને ) હા...અંદર આવોને, પડધાભાઇ–બેસોને...કેમ મારા જેવું કંઇ કામ ?

પડધા—કંઇ નહિ અમસ્તો...એ તો સહેજ પૂછવું હતું કે

અહીં નવો વાસ તમને કેમ લાગે છે...આપણી તો પાડોશી તરીકેની ફરજ છે કે એકએકના સુખદુઃખે ઉભા રહેવું.

તબલા—( અચકાતા ) ના...બ...ધું ઠી...ક છે...પણ...

પડઘા—પણ શું ? કાંઇ જોઈતું કરતું હોય તો માંગી લેજો.

તબલા—ના કાંઇ જોઇતું કરતું તો નથી...પણ,–

પડઘા—(હસીને) તો પછી અમને જોઇતું કરતું હોય તો તમે આપજો. એમ કરજો, બસ ?

તાલી—એ તો રાડકોરબહેનને અમે ઘણું દેતા રહીએ છીએ...લેવડદેવડની તો બૈરાંઓને જ જરૂર પડે ને ? કેમ...હેં... ખરૂં કહું છું ને ?

તબલા—હવે એ તો ભાઇ જાણે...એમની વહુ તો લાખ રૂપીઆનું માણસ...

પડઘા—મારે એ સંબંધમાં એક વાત કરવી હતી, પરંતુ આ સામે બેઠા છે એ ભાઇ કોણ છે ?

તબલા–તમે મુંઝાશો નહિ. એ મારા એક ડોકટર મિત્ર છે. પરંતુ કુટુંબના માણુસ જેવાજ છે.

પડઘા—ત્યારે જુવોને, હું પ્રથમ એક વાત પૂછી લઉં. તમે જુનું ઘર કેમ ખાલી કર્યું ?

તાલી—ભોગ લાગ્યા એટલે...ઓલામાંથી ચુલામાં પડયા.

પડઘા—કેમ એમ બોલો છો ?

તબલા—એ તો મુરખી છે. વાત એ છે કે જુના ઘરે બધું સુખ હતું, પણ ત્રણ દુઃખ હતાં, એક તો ઉપલે માળે ભાડુતો ખાંડવા કુટવાનું કામ કરતા, એટલે માથાપર આખો દિવસ ધડીમ ધડીમ...ને વળી પાડોશીના છોકરાઓ આખો દિવસ કીકીયારી ને મસ્તી તોફાન કરતા. બાકી હતું તે અમારા પાડોશના એક વકીલની પુત્રી આજ વિશેક વરસથી પીયાનો શીખ શીખ કર્યા કરતી. હું તો એ બધા

તરેહવાર અવાજોથી કાયર થઇ ગયેલો, એટલે શાંતિ શોધવા આ ઘર શોધ્યું તો...

તાલી--જરા તમારી વહુને સહેજ...

ડોકટર--હેં પડઘાભાઇ ! એમને શું કંઈ રોગ કે વળગાડ છે તે આખો દિવસ—

પડઘાભાઇ—બસ ભાઇ, હું સમજી ગયો, આ એજ વાત કરવા હું આવેલો છું. તમારા આવ્યા પહેલાં ૧૯ ભાડુતો આવી ગયા. બધા મારી વહુથી કાયર થઇને ગયા. ઘરધણી પણ એને પાપે આ રૂમ ખાલી રહ્યા કરે છે તે માટે મારૂં ભાડું વધારી ચુકયો. જાણે પૈસાની તો ચિંતા નથી. પરંતુ મારી ખાનદાની જાળવવા દરેક ભાડુતને શરૂઆતમાં હું આ આફતની વાત કહીને માફી માંગી લઉં છું એટલે તમને પણ આજ મારા એ દુઃખની વાત કહેવા આવ્યો છું અને માંગી લઉં છું કે તકલીફ પડે તો મને માફ કરશો–

તબલા--પણ તેનો તમે કંઇ ઉપાય કરી શકો તેમ નથી ?

પડઘાભાઇ—ઓ હો ! તો તો પછી જોઇએજ શું ? દવાઓ કરી, ભુવાઓ બોલાવ્યા, પણ એના મોઢામાંથી સરસ્વતી સુકાય તો તો શુઈ રહ્યું જ ને ? હું તો એવી જીભને રોજ વેઠી વેઠીને હવે ઘડાઇ ગયો છું.

ડોકટર--એ તો ખરૂં પણ અણઘડ-અરે આપણે અણઘડાયલા પાડોશીનું શું ?

પડઘા—એ તો તકલીફ છે, પણ એનો શું ઉપાય ?

તાલી—અમે તો એક ઉપાય કાલે વાજું લઇને અજમાવ્યો અને જરા આરામ મેળવ્યો. અમે તો નક્કી કર્યું છે કે તમારાં વહુ બોલવા માટે બહાર નીકળે કે તરત તમારા ભાઇ વાજુ લઇને બેસી જશે ને ભેંકડો તાણશે.

પડઘા—(હસીને) અરે...વાહ! તમે તો જબરા નીકળ્યા. એ તો સારો રસ્તો શોધ્યો !

ડૉકટર—એનું માન તાલી ભાભીને ઘટે છે.

તબલા—પણ વગાડતાં આવડવાનું માન તો મને ઘટે છે ને?

પડઘા—ત્યારે હવે મને ભાઇસાબ કોઇ એવો ઉપાય બતાવોને તો કાયમનું સુખ થઇ જાય.

તબલા—કેમ અલી, હવે દોડાવ તારૂં ભેજું જોઇએ.

તાલી—( જરા વિચાર કરતાં ) તમને ઠીક હું હાથમાં આવી છું. મીઠા ઝાડનાં કાંઇ મુળીયાં ખવાતાં હશે? તમનેય ઈશ્વરે માથું તો મઝેનું પાંચશેરીયું આપ્યું છે તે ચલાવોને ?

તબલા—એમ કંઇ હું ગાંજ્યો જાઉં એમ નથી. જુઓ પડઘા-ભાઇ, એક રસ્તો બતાવું. તમે જાણે કાલથી ઘરમાં ધીમે ધીમે બહેરા થતા જાઓ છો એવો ડોળ કરો...એની મેળે બોલી બોલીને થાકશે.

તાલી—અરે શાબાશ રે...તાલીના વર–તમેય કંઇક છો તો ખરાં! હવે જુઓ. પડઘાભાઇ, તમારા ભાઇની યોજનાને હજી જરા વધારે લંબાવીએ. તમે બહેરા થવાનો ડોળ કરશો એટલે રાડકોર બ્હેન મારી સલાહ લેવા આવશે કે મારે શું કરવું ને કોની દવા કરવી; એટલે હું...

ડૉકટર—એટલે તાલી ભાભી મારૂં નામ દેશે એટલે હું ફી લીધા વગર સલાહ આપીશ ને તેમની જીભ જોઇને તેને દવા ફેર મોકલીશ તો એમના પતિનું બ્હેરાપણું દૂર થાય—

તાલી—કપાળ તમારૂં માંદાભાઇ, તમે દેશી બૈરાનો સ્વભાવ નહિ સમજો. એ તો ડાકટરની દવા કરે તેવાં છે. હું તો એવી સલાહ આપીશ કે દવા કરવાની જરૂર નથી, પરંતુ કોઈ આકાશના ગ્રહ નડે છે માટે જોશ જોવરાવો. બસ હવે એમાં કોઇ આપણો જાણભેદુ જોષી મળી જાય તો તેની મારફત એવી સલાહ આપાવવી કે ફલાણો ગ્રહ નડે છે ને ફલાણો ગ્રહ સામે આવે છે તો તેની શાંતિ માટે

આટલા અપવાસ કરવા, આટલા એકટાણાં કરવાં અને એ વરત ચાલતું હોય ત્યારે મુનીવરત લેવું, માત્ર કોઇ બોલાવે તોજ બોલાય. આવું આકરૂં વરત એક વરસ પાળો તો બ્હેરાપણું મટે એમ શ્રી ભાગવતમાં નારદમુની કહી ગયા છે. બસ આટલી સલાહ અપાવો; પછી જોઇ લ્યો મઝા.

પડધાભાઇ–અરે...બ્હેન તમે તો ખુબ કરી, પણ મને લાગે છે કે તમારા આવવાથી મારૂં તો દુઃખ માતર મટી જશે. પણ એવો જોશી કયાંથી લાવવો ?

ડોકટર–ફીકર નહી, એ મારે માથે. હું ડાકટર તો થઇ ગયો. વકીલનું જાણું છું અને હવે જોશી થવાની પ્રેકટીસ કરી લઉં. કેમ તબલાભાઇ જોયું કે બધી જીતનો આધાર મારાપરજ છે.

તબલાભાઇ–પણ તમારે ત્યાં તમને આંગળી પકડીને કોણ લઇ આવશે તેનો વિચાર ?

તાલી–તે મારે માથે.

તબલા–અરે શાબાશ રે દોસ તાલી.

પડધા–આ તાલી...તમે તો યાર બન્ને કોઇ દેવ દેવી જેવાં છો.

ડોકટર–લે તાલી દોસ તબલા,

તાલી–( ગભરાઇને ) અરે તમે બધા તાલીઓ લ્યો છો પણ રાડકોરબાઇ દર્શને ગયાંતાં તે જુઓ આ ચાલ્યાં આવે—

ડોકટર–એલા તબલા, લે વાજુ લે; એના પહેલો તુંજ મંગળાચરણ કરી દે...ગાવાની જરૂર નથી. અમથી ગતોજ વગાડજે તોય ચાલશે. ( હારમોનીયમની ગત )

## પ્રવેશ ૩ જો

### (બોલ-વાની દવા)

રાડકોર–( ધાંટો પાડીને) હેં...વળી પાસા અટાણે કયાં હાલ્યા ? તમને તે કાંઇ બઇરાંની ફકર સે ? આ પહેર્યું પાછડું ને હાલ્યા

બ્હાર ! રાંડ જોઇ તે ઘરમાં મરે કે જીવે. બૈરી તો જાણે પગનો જોડો ! આ રોયા ચમનીયાને બહુ ફટાવીઓ ને ધાટીડાંને બહુ સડાવ્યો એતી હવે હું તે રાંડ કયાં હુધી હાંખું ? કાંઈ વિચાર કર્યો સે કે નહી ? ને પેલો તમારો વીમો ઉતરાવ્યો કે નહી ? કાલ ઉઠી ને સોનાપુરમાં હાલતા થાહો ત્યારે હું શું ખાઇશ-શેરીમાંના પાણા ?

પડધાભાઈ-( તદ્દન ટાઢે કલેજે ) તને ભાવે તે કરજે. લાપસી ભાવે તો લાપસી કરજે ને—

રાડકોર-બળ્યા તમારા કાન...મેં હું કીધું ને તમે હું ભણો છો !

પડધાભાઇ-પણ તો પછી શીખંડ લઇ આવજે. જો ઘરમાં લાપસી ન હોય તો-

રાડકોર-( હજી મોટા ઘાંટા પાડીને ) અરે પણ કઇ રાંડે તમને લાપસી શીખંડનું કીધું ? હંભળાયસે કે કાન ફુટી ગયાસે ?

પડધાભાઇ-ઠીક ત્યારે દહીં લેતો આવીશ, બીજુ કંઇ ?

રાડકોર-અરે તાલીબેન, ઓ તાલીબેન, જરા આમ જુઓને. આમને હમજાવોને...

તાલી-શું છે બ્હેન ?

રાડકોર-આ હું એમને કાંઇ કહુસું ને ઇ કાંઇક હાંભળેસે ! જુવોને ઇમને હુ થીયુંસે...

તાલી-(કાનમાં) કેમ પડધાભાઇ તમને શું થાય છે ? નથી સંભળાતુ બરોબર ?

પડધાભાઇ-હે...અં...મને જરા કાનમાં ત્રાક પડી ગઇ હોય એમ લાગે છે. બરોબર નથી સંભળાતું.

તાલી-રાડકોર બ્હેન ! એમને જવા દો. હું તમને ખાનગીમાં કંઇક કહીશ. પડધાભાઈ, તમે જાઓ.

તાલી—જુઓને બ્હેન, કોઇને વાત કરવામાંય આપણી આબરૂ જાય. માટે મનમાં રાખજો. તમારા વરનાં લખણુ મને સારાં દેખાતાં

## કે...એ...ન્સી ફારસો.



તારા—હશે બેન હશે...બેન હું તમારી સાથે આવું ને તમને મારા એક જાણીતા જોશીને ત્યાં લઈ જાઉં !

પ્રીન્ટર્સ: એમ. વાડીલાલની કં. બાગવાડી, મુંબાઈ.

નથી. કોઇક વળગાડ થયો છે એમ મને તેમની આંખ પરથી દેખાય છે. એ વળગાડને લીધે તેમને બ્હેરાપણું આવ્યું લાગે છે.

રાડકોર (રડમશ થઇને) શું કહોસો બ્હેન ?

તાલી-હા બેન—હા...સાચું કહું છું. તમારા સમ ! એવા તો મારી નજરે મેં વીસ કેસ જોયા છે.

રાડકોર—(રાગ કાઢીને) હાય...હાય રે...મા. કીયા ભવના તે નડીયા આ...આ...આ...વોય...વોય રે ! આ બ્હેરા હારે કેમ બનશે?

તાલી-બેન. એમ રડવાથી કંઇ મટી જશે ?

રાડકોર-( ડુસકાં ભરતાં) ત્યારે બ્હેન હું શું કરૂં ?

તાલી-કોઇ જોશીને બતાવો...તો કાંઇક ઠીક થશે.

રાડકોર-પણ મારે ઇને કયાં ગોતવા જાવો ? રોયો ચમનોય ફરકતો નથી ને પેલો ગાટયો રામો તો જાણે ગણુકારનોય નથી...મારૂં કોઇ નથી. બ્હેન રે...

તાલી-હશે બેન હશે...ભલે હું તમારી સાથે આવું ને તમને મારા એક જાણીતા જોશીને ત્યાં લઇ જાઉં.

( થોડા વખત પછી )

તાલી-એ જેશ્રીકૃષ્ણ જોશીજી. જેશ્રીકૃષ્ણ.

જોશી-આવો બ્હેન આવો. જેશ્રીકૃષ્ણ. કેમ કંઇ મારા જેવું કામ ?

તાલી—આ અમારી પાડોશણ બ્હેનને કામેસ્તો...

રાડકોરબ્હેન—બ્હેન, તમે ઇતે ઝટ કામ કહી દો. મારો જીવ હખ્ખે નથી રહેતો.

જોશી-એ બ્હેન, તમે કામ કહો ને અમે જાણીએ તો પછી અમે જોશી શા કામના ? આમ લાવો તમારો હાથ જોઉં !

( ભણે છે ) મીન, મેખ, વરખ, હાથમ, ઇદમ. પરખ, કુંભ, સીંહ નેઉષ્ટ, આ બોલ-વાલુનું પરૂઙ ! હં ? હવે જીભ બતાવો જોઉં !

અરરર...ર...ર...બ્હેન તમારી જીભ જોતાં તો લાગે છે કે તમારા વરને બ્હેરાપણું લાગુ પડયું છે! કહો ખરી વાત?

રાડકોર–હા...હા જોશીજી, પછી...પછી?

જોશી–તમારા વરનું નામ 'પ' ઉપર છે. તેમને 'બોલવાનર' નામનો ભુત વળગ્યો છે. બ્હેન વળગાડ છે વળગાડ.

રાડકોર–હા...હા...હાવ હાચું જોશીજી...કાંક ઉપાય બતાવો. તમારો ગુણુ નહી ભુલું. તમે કહો એટલું તેલ હણુમાણજીને ચડાવીશ. સતનારાયણુની કથા કરાવીશ. તમને હવાશેર સાકર ને બે નારીયેલ દઈશ. સીધાં દઈશ.

જોશી–બ્હેન ઉતાવળાં ન થાઓ. એ કંઇ ખાવાના ખેલ નથી. જુઓ એક ઉપાય બતાવું છું પણ તમારે ઘણા આકરા વ્રતો લેવા પડશે.

રાડકોર–અરે, મહારાજ તમે કહો તો જીભ ખેંચી કાઢું, ગળે ફાંસી ખાઉં જો એ સાંભળતા થાય તો...

જોશી–ના ના, જીભ ખેંચવા જેટલી જરૂર તો નાથી. તમારે માત્ર દરરોજ એકટાણું કરવું. અઠવાડીઆમાં સાત અપવાસ કરવા અને આકરૂં મુનીવ્રત લેવું.

રાડકોર–એટલે? મારાથી કાંઇ ન બોલાય?

જોશી–ના, માત્ર કોઇ બોલાવે તો બોલાય. પણ યાદ રાખજો કે મારી દવાથી પહેલે દહાડેજ ફાયદો થયો દેખાશે. થોડું થોડું સાંભળતા થઇ જશે. ખાત્રી કરવા માટે તમારે તાલ્લી બેન મારફત તેમને આજ રાતેજ કાંઇક પુછાવવું. પણ જો જો હં...જો મુનીવ્રતનો ભંગ કર્યો તો તે બહેરા તો રહેશે પણ તમે આંધળાં થઇ જશો. એવું હનુમાનજીનું વરદાન છે. જાઓ હમણાંથી જ એ વ્રત આદરો.

રાડકોર–ભલે મહારાજ–આજે પારણું કરી લઇશ, જો હાચું

પડશે તો પાળીશ...ને તમને શેર 'સોનું' ભેટ ધરીશ—હાલો તાલી બેન...

( દરમ્યાન મેર )

તબલાશંકર-પડઘાભાઇ, પ્લાન તો ધીમે ધીમે પાર પડતો જાય છે, નહી?

પડઘાભાઇ-આ...આપણા જોશી આવ્યા. તે હવે પરિણામ કહેશે.

ડાકટર-અરે દોસ્ત કામ પાર કર્યું છે, બરોબર ચાવી ચડાવી છે. લાવો મારી ફી લાવો.

પડઘાભાઇ-પણ ફાયદો થયા વગર?

ડાકટર-હાજી, દવાના પૈસા અગાઉથી જ લેવાય છે.

તબલાભાઇ-પણ જોશના પૈસા તો જોશ જોયા પછીને?

ડાકટર-અરે ભાઇ સુઇ ગયા તારા પૈસા. નથી જોતા...જરા એકાદ ગાયન સંભળાવી દે તો બસ...પડઘાભાઇ, આજ તો તમે ગાઓ...

પડઘાભાઇ-પણ હું તો બહેરો છું ને?

તબલાભાઇ-તે તમારે સાંભળવું છે કે અમારે?

ડાકટર-પણ ઉભા રહો...બેરાં પલટણ સામેથી આવે છે... કેમ તાલી બેન, બંને બેનો કયાં ગયાં હતાં?

તાલી-જી, જરૂરી કામ હતું.

રાડકોર (કાનમાં)-તાલી બહેન, જરા પારખું તો કરો...

તાલી-હેં...પડઘાભાઇ, તમે કયારે આવ્યા?

પડઘાભાઇ-ઓત તારી, હેં તાલી બેન...આજ આ મને શું થઇ ગયું? મને તો તમારો અક્ષરે અક્ષર સંભળાયો. હું તો હજી હમણાં જ આવ્યો.

રાડકોર–( રાડ પાડી ) ને હું બોલું છું તે સંભળાય છે કે ?

પડઘાભાઇ–હેં......એ......શું કહ્યું ?

તાલી બહેન–રાડકોર બહેન, તમે રહેવા દ્યો. તમે મુનીવ્રત લીધું છે ! હવેથી કામ પડે ત્યારે મારી મારફત તેમને કહેવડાવજો.

રાડકોર–ભલે બેન ભલે, પ્રભુનો પાડ–જો કોઇ રીતે એ સાંભળતા થાય તો આ એક નદી ને બે મુનીવ્રત–હવે જો હું બોલું તો મારૂં સાતે પેઢીનું નખ્ખોદ...

પડઘાભાઇ–હા...હા...હવે એમાંથી કંઇક થોડું થોડું સંભળાય છે...

ડોકટર–તમે બૈરાંઓ કોઇ સારો જોશી શોધી આવ્યાં. પણ પડઘાભાઈ ગાયન સાંભળી શકે કે નહી ?

તાલી–કરી જુઓ પારખું !

તબલા–જુવો...હું ગાઉં......

ગાયન.

( રાગ પીલુ દાદરા )

( મી અમના, ના શીળે ભીતી મના...એ રાહ )

જીભલીના નવ જોરપર જતાં
ન મલીના, વચનો ઉચ્ચારતાં
દુઃખ દીલ લાગતાં, મનમાં જ સમજતા,
કટુતા ન કાઢતા...જીભલીના વાયા તણા.
એ વાહને ઘણા જન તોલત્યાં થતા...
...જીભલીના
મારે કે ઉગારે એક વેણ; એવાં એનાં છે ખમીર
એક વચનજ તીર
બીજું વચન ગંભીર
માનવ પુષ્પો મહેકે એવા સરજે મંદ સમીર...
...જીભલીના.

તાલી—કેમ પડઘાભાઇ સંભળાયું ?

પડઘા-બરોબર સંભળાયું.

તાલી-લ્યો રાડકાર બેન જોયું ! જોશી તો દેવના દીકરા છે? પણ તમે જો જો હું-વરત પાળજો...નહી તો આંધળા થઇ જશો. કેમ પાળશોને ?

રાડકાર-( મોટેથી ) હં...અં...

તાલી-હવે બોલશો ખરાં કે ?

રાડકાર-( માથું ધુણાવી મોટેથી ) અં...હં...

  

# પ્રાઈમસનું પરાક્રમ*

( એક શ્રાવ્ય પ્રહસન )

પાત્રો

**ચુલાભાઇ**—એક તરંગી ભણેલ યુવક. (Book-worm)
**ઓલાભાઈ**—તેનો પાડોશી.
**સઘડી બ્હેન**—ચુલાભાઇની 'વીશનોરી.'
**તાપણીગૌરી**—ઓલાભાઇની 'વીશનોરી.'
**કોલસામીંયા**—જુના સામાનનો નવો વેપારી.

( ચુલાભાઇ હાથમાં ભજીયાંનું પડીકું લઇ દાખલ થાય છે.)

**પ્રવેશ ૧ લો: પ્રાઇમસ બગડયો !**
**પ્રવેશ ૨ જો: પીન કરી, પણ ન વળ્યું !**
**પ્રવેશ ૩ જો: ઘાસલેટ ન્હોતું !**

## પ્રવેશ ૧ લો :

**ચુલાભાઈ**-મુંબઇનો શું ખરાબ વખત આવ્યો છે, ઓ મહેરબાનો ? નોકરી નથી. ધંધા નથી ને છે તેમાં સાર નથી. ખૂબ સાર લેવા માટે ખૂબ મહેનત કરીને જમાવ્યા ત્યારે આ હિંદુમુસલમાન હુલ્લડમાં બંદાની દુકાન સફાચટ થઇ ને સેવક માંખ મારતા બેઠા છે! બાકી રહ્યું તે મોંઘવારીબાઇએ બધી જ ચીજોના ભાવ એવા તો વધારી મેલ્યા છે કે કોઇ માણસ મંદીને લીધે આપઘાત કરવાનો વિચાર કરે ને અફીણ લેવા જાય તો અફીણના ભાવ પણ વધી

* આ પ્રહસન મુંબઇની બ્રોડકાસ્ટીંગ કંપનીમાં તા. ૧૭-૧-૧૯૨૯ ને રોજ બજવાયું હતું.

ગયેલા જાણીને બીચારાને આપઘાતનો વિચાર પણ માંડી વાળવો પડે! ઓ પ્રભુ, હવે તો આ ગરીબ બીચારા મુંબઇ પર પૈસાનો વરસાદ વરસાવ. જ્યાં સુધી તેમ નહિ થાય ત્યાં સુધીઃ—

**ગાયન ૨**

ચાલી ઉઠીને શુ કરવું આ શહેરમાં રે?
લાવી વીશ વારનો લાંબો એક ચોફાળ
હવે તો પોક મુકી રડીએ તો
રહીએ લ્હેરમાં રે—

**સાખી:**

લાલ, પીળો કે વાદળી, રહ્યો ન એકે રંગ
નોકરી ધંધામાં: બધા મંદી થકી સૌ તંગ
ચાહ પાન બીડી તણા ધંધા ચાલે ધૂમ
બાકીના બીજા બધા પાડે બુમાબુમ.
ફરતી ગોળ કુંડાળું દુનીઆ અવળા ફેરમાં રે—
(આરામચેરપર બેસી બુમ મારે છે.)

સવડી—ઓ સવડી—કયાં મરી ગઇ!

સવડી—એ આ...વી ..

ચુલા—આ સ્ટવ ચેતનો રાખીને તું કયાં ગઇ હતી?

સવડી—સ્ટવ પર તો ચાહ મુકી છે ને દુધ ન્હોતું તે લેવા ગઇ હતી,

ચુલા—કેમ પેલું ડબ્બાનું દુધ ઘરમાં હતું તે કયાં ગયું?

સવડી—પણ મારેય ચાહ પીવી હતી એટલે બ્રાહ્મણીઆ દુધ લેવા ગઇ હતી.

ચુલા—ઓતત્તારી! દુધ પણ બ્રાહ્મણીઆ? ત્યારે તો હવે સ્ટવમાંનું ઘાસલેટ પણ બ્રાહ્મણીઆ લાવવું પડશે! પણ તો પછી દુધ લાવ્યા પછી જ સ્ટવ ચેતાવ્યો હોત તો!

સઘડી–કેમ તમે આજે આમ બોલવા માંડયું છે? તમને તમારા ઘાસ્લેટની ફીકર પડી છે એમજ ને? જોયું ને? હું ન્હોતી કહેતી? તમે હજી એવા ને એવાજ કંજુસ રહ્યા.

ચુલા–અરે પણ કંજુસાઇની કયાં વાત છે? અક્કલ, સ્ટવ ચેતતો હોય ને ઘરમાં કયાંક આગબાગ લાગે એ બ્હીક—

સઘડી–હવે રાખો રાખો તમારૂં ડહાપણ, તમે તો એવાને એવા તરંગી રહ્યા. આગની વળી ફીકર કેવી? આ બંબા છે તે શું કામના છે? અને વળી ઘર કયાં આપણા એના બાપનું હતું કે અમથા બ્હીવા લાગ્યા? આવાને આવા બ્હીકણ બીલાડા જ રહ્યા!

ચુલા–પણ ઘર સળગી ગયું. તું સળગી જાય તેની બ્હીક નહિ?

સઘડી–તો પછી સ્ટવ ચેતતો હતો ત્યારે તમે અંહી શું હજામત કરતા હતા?

ચુલા–હું તો તારે માટે ભજીયાં લેવા ગયો હતો. તારે માટે લાગણી રાખી, તેનો બદલો તો સારો આપે છે!

સઘડી–મને પૂછીને ગયા હોત તો?

ચુલા–તું મને પૂછીને દુધ લેવા ગઇ'તી કે?

સઘડી–જો વળી બાઝવા નીકળ્યા; કેમ જાણે અંહી હિંદુ મુસલમાન હુલ્લડ જગાવવું હોય તેમ! તોબાહ છે તમારા જેવાથી તો! જાણે ચોપાટીપર રહેતા ભીંડી બજારીયા ગૃહસ્થની માફક વાત કરે છો! વારૂં તેતો ઠીક, પણ આ ભજીયાં કયાંથી લાવ્યા?

ચુલા–કેમ તું આપણા ડોકટર–એટ–લો પ્રોફેસર દાણાવાળાને ન ઓળખે?

સઘડી–પણ તેને ને ભજીયાંને શું સગાઇ?

ચુલા–એજ ખુબી છે તો! બીચારાએ કેટલાંય વર્ષ વિલાયતમાં ભણીને જર્મનીની ડોકટરી પરીક્ષા પસાર કરી ને હિંદુસ્થાનમાં દેશી દવાખાનું ખોલ્યું; પણ એક પણ દર્દી ન મળ્યો. આખરે બીચારાએ **વાસી ભજીયાંની** દુકાન ખોલી છે!

સઘડી : **વાસી** ભજીયાં ? કેમ એમ ?

ચુલા : તાજાં ભજીયાંવાળા ઘણા, એટલે હરિફાઇ ઘણી—એટલે ધંધો જમાવવા તેમણે આ નવી શોધ કરી છે. આ જો વાંચ તેમની જાહેરખબર : સાંભળ :–

'તાજાં ભજીયાં કરતાં વાસી ભજીયાં તબીયતને વધારે ફાયદાકારક છે એવું અમારી ડાકટરી તપાસમાં માલમ પડયું હોવાથી અમે મુંબઇગરાઓની તબીયતના લાભાર્થે દવાખાનુ બંધ કરી વાસી ભજીયાંની ખાસ દુકાન ખોલી છે, અમારે ત્યાં અઠવાડીયા પહેલાના, મહિના પહેલાના તેમજ એક વર્ષ પહેલા બનાવેલા એમ તરેહ તરેહના વાસી ભજીયાં મળશે. એક વાર ખાઇ પાણી પી ને ખાત્રી કરો'

સઘડી : ઓહ આઇ સી, એ તો જાણે અઠવાડિક ભજીયાં, માસિક ભજીયાં, વાર્ષિક ભજીયાં! જાણે રાંધવામાં આવતાં છાપાંઓ, એમજ ને ? અને વળી તબીયત સુધારવાનું લખ્યું છે તે તો એવી રીતેજ હોવું જોઇએ કે વાસી ભજીયાં ખાવાથી તબીયત એવી થઇ જાય કે પછી તાજાં ભજીયાંય ખાઇ શકાય નહિ ને તેને પરિણામે તબીયત સારી રહે.

ચુલા : બેસ બેસ ડાહ્યલી, ડાકટરી બાબતમાં તું શું સમજે ? જાણે કોરટ પાસે નરીમાન વકીલની માફક છેવટનું ભાષણ કરવા નીકળી છે, હવે ચાહ કાઢ ચાહ ! નહિ તો આ ભજીયાં પડયાં પડયાં ગરમ થઇ જશે ને ચાહ ઠરીજ જશે.

સઘડી : લ્યો ચાહ. [ ભજીયાંવાળો કાગળ ખોલતાં ચુલાભાઇ ચમકે છે. ]

ચુલા : અરે આ શું ? જો તો ખરી ! આ ભજીયાં વાળા કાગળમાં કેટલી ભયંકર ખબર છે ? જો સાંભળ :-

## પેલો ભયંકર પ્રાઇમસ સ્ટવ

### વળી પાછી ત્રણ ગુજરાતણોના તેણે લીધેલા ભોગ

અમારો રોઇટરનો ખબરપત્રી કાલબાદેવીપરથી તાર મારફતે જણાવે છે કે વળી પાછા ત્રણ ગુજરાતી બ્હેનોના પ્રાઇમસ સ્ટવે ભોગ લીધા છે. એનો વિગતવાર અહેવાલ અમે આ અંકમાં અડધો આપ્યો છે ને બાકીનો રસિક ભાગ આવતે અંકે આપીશું. દરમ્યાન અમે નથી સમજી શકતા કે પારસી યુરોપીઅન મુસલમાન વગેરે બીજી કોમો સાથે નહિ, ને ગુજરાતી હિંદુઓ સાથેજ શા માટે સ્ટવને વેર બંધાયું છે ? એ પરથી સાબીત થાય છે કે ગુજરાતી કુટુંબો સ્ટવ આંખ મીંચીને વાપરે છે અને આવા કરૂણ કિસ્સા હવે તો એટલા બધા વધી ગયા છે કે જો હવે તેઓ બળી મરતાં નહિ અટકે તો અમારે સખત પગલાં લેવાં પડશે. અમારે મતે તેમાં સરકારનો પણ વાંક છે અને તે એ કે તેણે સ્ટવ દેશમાં દાખલ થવા દીધા ત્યારે આમ બળી મરવાની ફેશન દાખલ થઈ છે ને ? કારણ પણ એજ છે. માટે અમે સરકારને આ છેલ્લી ચેતવણી આપીએ છીએ કે તેવણ બળી મરતી ગુજરાતી બ્હેનોનું એક વસ્તી-પત્રક બનાવે અને જે કુટુંબમાં આવો કિસ્સો બને તેની પાસેથી રૂા. ૫૦૦) બળી મરવાનો ટેક્ષ વસુલ કરે. જ્યાં

સુધી સરકાર તેમ નહિ કરે ત્યાં સુધી સરકારના બજેટનો ખાડો કદી પુરાવાનો નથી ને—

સઘડી: ક્યાં પ્રાઇમસ ને ક્યાં સ્વરાજ ને ક્યાં સરકારનું બજેટ ! ટ્રામ અટકી પડે તેમાંય સરકારનો વાંક ને સ્વરાજ નહિ મળે–એવી એવી વાતો વાંચી વાંચીને હવે તો આંખે ચશ્મા આવ્યા–મુકો એ પીંજણુ.

ચુલા: એમ કેમ મુકાશે એ પીંજણુ ? છાપાવાળો ખરૂં કહે છે. તું રાજ્યદ્વારી બાબતોમાં સમજે શું ? સાંભળ, ઓ સઘડી, હું તો બસ આ સ્ટવનું મોઢું આ ઘરમાંથી કાળું કરવા માગું છું.

સઘડી: નહિ તો વળી કે'દાડે ધોળું હતું ?

ચુલા: તો પછી આજેજ તેને શા માટે ઘરનિકાલ ન કરવો ?

સઘડી: કેમ કંઈ મગજબગજ ઠેકાણે છે કે નહિ ? એમ શું ગાંડાવેડા કરો છો ? છાપાવાળા કહે તેથી શું ?

ચુલા: નહિ બસ. તારૂં ડહાપણ મારે નહિ જોઇએ.

સઘડી: પણ તો પછી હું તમારી ઓફીસનો વખત કેમ સાચવી શકીશ ?

ચુલા: ચુલામાં પડી ઓફીસ–તે માટે હું કંઇ તને બળીને મરવા દઉં ?

સઘડી: પણ કોણ કહે છે હું કાળજી નથી રાખતી ?

ચુલા: કેમ હમણાં તું સ્ટવ ચેતતો રાખીને દુધ લેવા ન્હોતી ગઈ ?

સઘડી: પણ તેથી દુધવાળાની દુકાને ઉભા ઉભા મારા શરીરને સ્ટવ કેવી રીતે લાહ્ય લગાડે?

ચુલા: એ બધી દલીલ મારે નહિ જોઈએ.

સઘડી: તે નહિ બને; હું સ્ટવને નહિ જવા દઉં.

ચુલા: એટલે? તું મને અટકાવશે એમ?

સઘડી: અલબત્ત, સાડી સત્તર વખત.

ચુલા: મગદુર છે? મારા ઘરમાં તારૂં શું ચાલશે?

સઘડી: ઓ મીસ્ટર, ઘર તમારૂં શેનું? ઘરની રાણી તો હું છું. તમે તો બ્હારના રાજા. સમજ્યા?

ચુલા: હેં....એં....એં....

(ચુલાભાઈને ગભરામણ થાય છે. ખુરશીપર ફસડાઈ પડે છે.)

સઘડી: હેં....શું થયું તમને? કેમ બોલતા નથી? આ પરસેવો કેમ વળ્યો?

ચુલા: મને ગભરામણ થાય છે. હમણાં ને હમણાં સ્ટવપર ગરમ કાઢી કરી લાવ. જા. દોડ.

## પ્રવેશ ૨ જો

(બ્હારથી બુમ પડે છે.)

બુમ: ચુલાભાઈ, ઓ ચુલાભાઈ. ઘરમાં છો કે?

ચુલા: (ધીમેથી) સઘડી, ઓ સઘડી, આ સમી સાંજે પેલો ઓલો ફુટી નીકળ્યો છે. આપણો કજીયો પછી પતાવી લેશું હોં. જોજે, એ જાણે નહિ. જા બારણું ઉઘાડ. (મોટેથી) એ ઉઘાડે....

ભોલાઃ સાહેબજી ચુલાભાઇ—સઘડી ભાભી, એક જરૂરી કામે આવ્યો છું. તમારે બન્નેએ આજે એક મારૂં ગંભીર કામ કરવાનું છે.

સઘડીઃ પણ જરા ધીરા તો પડો. સાસ તો ખાઓ. એવું તે શું છે? વાત તો કરો.

ભોલાઃ જાણે વાત એમ છે કે હમણા તમારી દેરાણી તાપણીગૌરી આવી ચઢશે એટલે જલ્દી જલ્દી ટુંકામાં કહી દઉં છું, આજ સવારથી ઘરમાં હોળી સળગી છે. મેં કહ્યું કે મારે સ્ટવ વસાવવો છે. એ કહે "ખબરદાર, મારા ઘરમાં એ રાક્ષસ નહિ જોઇએ." કજીયો એવો થયો કે રાંધ્યું નથી ને ખાધું નથી. આખરે તમે બન્ને જે ન્યાય આપો તે બન્નેને કબુલ, એમ નક્કી થયું છે. હવે તમારે બન્નેએ મારી વાતને ટેકો આપવાનો છે.

ચુલાઃ ઓત્તારી, તું તો અજબ વાત લઇ આવ્યો! પણ સ્ટવ રાખવો એ મારે મતે—

સઘડીઃ હવે તમારો મત પછી. આપણા ઘરમાં સ્ટવ છે એ જ તમારા મતની સાક્ષી આપે છે. અત્યારે તો બીચારા ભોલાભાઈ તમારે વિશ્વાસે આવ્યા ને તમે નિરાશ કરો એ ઠીક નહિ.

ભોલોઃ વાહ સઘડી ભાભી, એ તો મારા ચુલાભાઇ પોતે સ્ટવ વાપરે ને બીજાના ઘરમાંથી કઢાવે તેવા છે. પણ જો અત્યારે તેઓ મારા મતને ટેકો નહિ આપે તો મારે આજથી તમારા ગોળાનું પાણી હરામ....

[ બ્હારથી બુમ પડે છે. ]

તાપણીગૌરી : સઘડી બ્હેન, ઓ સઘડી બ્હેન! છો કે ?

સઘડી : આવો આવો. તાપણી બ્હેન, તમે કંઈ આજ ભૂલાં પડયાં ?

તાપણીગૌરી : જરા અહીં રસોડામાં આવોને, તમારૂં ખાનગી કામ છે.

ઓલો : હં....અં, હુ જાણું છું એનું ખાનગી કામ. જો જો ચુલાભાઇ, કાન દઇને સાંભળજો.

તાપણી : સઘડીબ્હેન. આજે તમારે એક મારૂં ગંભીર કામ કરવાનું છે.

સઘડી : બોલોને બેન, ખુશીથી.

તાપણી : આજે એમણે ઘરમાં સ્ટવ લાવવાની વાત કરી છે. પણ બેન, મારે એ મુઓ રાક્ષસ ધોળે ઘરમેય ન જોઈએ. હવે તમારાપર ને મારા ચુલાભાઈપર એ ન્યાય છોડયો છે. જો જો બેન, હં....મારી વાતને ટેકો આપજો.

સઘડી : પણ બેન, સ્ટવથી આટલાં બ્હીઓ છો શું કામ ?

તાપણી : એ બધું પછી. તમે તમારે ભલે ન બીઓ; પણ મારા ઘરમાં સ્ટવ દાખલ ન કરાવતાં બ્હેન. આટલી મારી લાજ રાખજો. ચાલો આપણે દીવાનખાનામાં મારા ચુલાભાઇ પાસે.

ઓલાભાઇ : લ્યો ચુલાભાઈ, આ તમારાં ભાણાં આવ્યાં.

તાપણી : ઓહો, તમે તો અહીં પહેલેથી આવીને બધી ચાવીઓ ચઢાવી રાખી છે. હું જાણી ગઇ. પણ મારા ચુલાભાઇનું આજે હું નથી માનવાની. તમે બન્ને મર્દ મર્દો એક થઈ ગયા છો તે હું જાણું છું. આજે તો મારાં સઘડી બેન કહે તે જ માનીશ. કેમ સઘડી બેન, તમારો શું મત છે ? બોલોને ? શું સ્ટવ આપણા ઘરમાં શોભે ?

સઘડી : મારા કરતાં બેન, તમારા ચુલાભાઇની વાત વધારે ડહાપણ ભરેલી છે. માટે....

તાપણી : પણ મારે ચુલાભાઇની વાત સાંભળવી જ નથી ત્યાં શું ? કેમ સઘડી બેન, તમે હમણાં રસોડામાં કહેતાં હતા ને કે સ્ટવ નહિ જોઇએ ?

ચુલા : વાહ, તાપણીભાભી, જો સઘડીનો એવો જ મત હોય તો તો પછી હું એના મતને માન આપવા—

ઓલા : કેમ ચુલાભાઈ બોલીને ફરી જાઓ છો કે ? તો પછી તમે શું કામ સ્ટવ રાખ્યો છે ?

તાપણી : હવે તમે ડાહ્યલા થતા બેસો. ચુલાભાઈ કેવા પોતાની ગૃહરાણીનું માન રાખે છે ?

સઘડી : કપાળ માન રાખે છે.

ચુલા : જો પાછી ! મારૂં અપમાન ? ત્યારે તો હમણાં ને હમણાં જ સ્ટવ બારીની બાર ફેંકી દઇશ.

તાપણી : એમજ કરવું જોઇએ, ચુલાભાઇ, મારૂં માનો તો.

સઘડી : મગદુર છે, ફેંકે ? જોઉં તો ખરી ? હું

ઓલાભાઈ, તમારા દેખતાં સ્ટવપર આટલો જુલમ થશે? મુગા કેમ બેઠા છો? કેમ બોલતા નથી?

ચુલા: સ્ટવ મારો ને ઓલાભાઈને શી પડી છે તે મને અટકાવશે?

ઓલા: હું તો બીજો વિચાર કરૂં છું. ફેંકી દેવો, તેના કરતાં મારા જેવાને આપીને થોડાઘણા પૈસા ઉપજાવવા શું ખોટા?

**પ્રવેશ ૩ જો:**

(બહારથી બુમ પડે છે.)

એ....જુ....ના....સા....મા....ન

સઘડી: આ તો અમારો સ્ટવ પડાવી લેવાની દાનતથી આવ્યા લાગો છો, ઓલાભાઇ!

તાપણી: મગદુર છે કે લઈ શકે? હું કેવી બેઠી છું.

ચુલા: તમે બધા રહ્યા. આ સામાનવાળાને ન આપી દઉં તો મારૂં નામ ચુલો નહિ. (બુમ પાડે છે) એ....સામાનવાલા, ઇધર આઓ.

કોલસામીયાં: એ આયો....આયો....બાવાજી શું આપવાનું સ?

ચુલા: એ પ્રાઇમસ સ્ટવનું શું આપશો હોરાજી?

હોરો: આય ઇસ્ટોવ તો સેથ તદુન બગરી ગીચેલો ડીસેછ....મારી દહાડીના સમ....આથ આના આપુંસ.

ચુલા: હવે લેવાની વાત?

હોરો: સેથ, તમે બી હોરાનો થીક કસ કહાડોછ.

જાઓ બાર આના આપુંસ. મેં જાનુ કે સેથના ઈસ્ટવમ નફ્ફો નહિ કરેસ.

ચુલાઃ પણ છ રૂપીઆના સ્ટવના બસ બાર આના જાઓ વ્હોરાજી એક રૂપીઓ આપજો.

ઓલેોઃ પણ અરયા એક રૂપીઓ તો હું આપ તૈયાર છું.

હોરોઃ અરે સેથ તમે મોતું માનસ. ગરીબ હોરા બીચમેં સું કામ બીટ વઢારો છ ? લેઓ રૂપીઓ લેએ બસ રાજી ?

ચુલોઃ જાઓ સ્ટવ લઈ જાઓ.

સઘડીઃ ખબરદાર, મીયાં ! ત્યાં જ રહેજો, સ્ટવ નથ આપવો.

હોરોઃ અરે પન બાઈ, દહોર રૂપીઓ લેઓ, પછી

સઘડીઃ નહિ બસ નથી આપવો.

હોરોઃ હવે મીં એક વાટ કરેંસ બાઈ, ટરન રૂપીર લેવાં હોય ટો લેઓ, નહિ ટો હોરાજી જાયછ.

સઘડીઃ રોયા. તું તારે જાને. હજાર આપે તો બી નહિ

હોરોઃ હવે સેથ, સાટ રૂપીઆ લેવાછ ? નહિ સાહેબજી.

સઘડીઃ પણ આપવોજ નથી ત્યાં શું ?

હોરોઃ મોટા સેથ, આ બાઇ તો અમને માથા મીલોસ. હવે છેવત એક વાટ કરેંસ. બીજું બોલું તો હો

જીની ડહ્ડારી ને તમરૂં ખાસરૂં. એક ડઝન રૂપીઆ લેઓ, નહિ ટો આ ચાલ્યો.

સુશ્રાઃ (ધીમેથી) બોલાભાઇ, સાલો સ્ટવમાં કંઇ ભેદ છે. નવો સ્ટવ છ છ રૂપીએ મળે, તેને બદલે આ વ્હોરો જુના સ્ટવના બાર રૂપીઆ આપવા નીકળ્યો છે તેનું શું કારણ હશે ?

બોલા : જરૂર કંઈ ભેદ છે. પણુ ફીકર નહિ. સ્ટવ તો હવે નથીજ આપવો. હમણાં ભેદ કઢાવીએ. જુઓ હોરાજી, બાઇની મરજી નથીજ તો હવે સ્ટવ તો નથીજ આપવો. પણ તમને ખોટી તકલીફ આપી તે માટે ફીકર ન કરતા. જરા બેસો, હોરાજી ! લ્યો આ ચાર આના. ચાહ પીજો.

હોરો : એ તો સેથ તમારી મહેરબાની છે.

બોલો : પણ એક વાત પુછું. જવાબ આપશો ને ?

હોરો : ખુસીથી પુછોને સેથ. એવા તો મેં કોરતમેં સેંકરો સવાલોના જવાબ આપીયા છ.

બોલો : આ તમે જુના સ્ટવના બાર બાર રૂપીઆ આપવા કેમ નીકળ્યા છો ?

હોરો : ( હસીને ) જુઓ સેથ, એ વાટ ટો ઢંઢાની ચાવી છે, પન ટમે હવે ઇસ્ટોવ નથી આપવાના ને મોટા લોક છો એટલે મેં તમને સમજાવું, જો જો સેથ. બીજા કોઇને ના કહેતા. જાને વાટ એમ છે કે હમનાં હમનાં આય ટમારા ગુજરાતી છાપાવાળાઓએ હિંદુઓને બહુ

બ્હીવડાવી બ્હેકાવીયા છ, ટે હુમનાં બધાઓ ઈસ્ટોવ પાનીને મૂલે કહારી નાંખેસ. મેં અપના ચોર બજારના ગોદામમેં ઇસ્ટોવનો ઇસ્ટોક ભરવા લાગોસ. આ પવનબી છ મહિના ચાલસે, પછી પાછા એજ હિંદુઓ છ મહિના પછી ઈસ્ટોવ ખરીદવા નીકલસે, ત્યારે ઈસ્ટોવના ભાવ વધીને વીસ વીસ રૂપીઆ ઠઇ જસે. ત્યારે તમે આ હોરાની દહારીમાં હાથ ઘાલસો ને બબ્બે ડઝન રૂપીઆ આપશો તો બી આ હોરો ઇસ્ટોવ નહિ આપે. એ તો સેથ, ઢંઢો છે. લાંબી નજર પહોંચારે તેજ કમાઈ ખાય.

સુલા : ત્યારે હોરાજી, ખરી હકીક્ત શું છે ? શું આ સ્ટવથી બૈરાંઓ બળી જતાં નથી ?

હોરો : (હસીને) સેથ, બધું ઠીક છે. ઇસ્ટવની કાળજી રાખો તો કોઇબી માનુસ બળતું નથી. ટમારા હિંદુઓમાં ઈસ્ટોવ જમીનપર બૈરાંઓ બાલે છ ને મરી મસાલો ચાહ ખાંડ ઉંચી અભરાઇઓપર રાખે છ ને સારી લટરપટર કરતાં મસાલો લેવા ઉભાં થાય છ. ને બૈરૂં સલગે છ. અમારામાં ને પારસી ગોરા લોકમાં સૂરવાલ પહેરે છ ને ઇસ્ટોવ, સુલા બધું તેબલપર બલે છ. એટલે અમારાં બૈરાં નથી બલતાં એ તો સેથ, આવરક જોઇએ, આવરક.

સુલા: ખરી વાત, હોરાજી ! તમે આજે લાખ રૂપીઆની શિખામણ આપી. ચાલો, માફ કરજો તકલીફ.

હોરાજી: કંઇ નહિ સેથ, ખુદાની મહેરબાની છે.

સધડી: કેટલા અવળચંડા છે ? હોરાનું માને છે, પણ ઘરની ધણીઆણીનું નહિ.

તાપણીઃ બેન, મારૂંય એ કયાં માને છે? જુવોને હવે સ્ટવ તો રાખવો પડશે ઘરમાં.

ઓલોઃ પણ તું કાળજી રાખે તો જ હવે તો લઈ આવું.

તાપણીઃ જીવની ફીકર કોને નહિ હોય?

ચુલાઃ ચાલ સઘડી, હવે ભલે તું તારે સ્ટવ વાપરજે, પણ સંભાળીને હો કે! અને હવે આ કજીયો પત્યો તેની ખુશાલીમાં સ્ટવપર જ ચાહ બનાવી લાવ.

ઓલોઃ નહિ, તાપણી ચાહ બનાવે ને સઘડી ભાભી ગાય.

સઘડીઃ તૈયાર છું. હમણાં જ તમારા પ્રાઇમસનાં પરાક્રમ માટે જોડી કાઢયું છે. સાંભળોઃ—

ગાયન ૨

( ગઝલ )

પ્રભુજીની કે માણુસની બધી સૃષ્ટિ વળો જોઇ;
નકામી કે બુરી વસ્તુ નથી એ સૃષ્ટિમાં કોઇ.
નથી કોઈ કાયદો બુરો, અમલ થાતો બુરો તેનો;
બુરો ઉપયોગ વસ્તુનો કરો ત્યાં વાંક શો એનો.
ભલે હો ધૂળની ચપટી છતાં તેનીય કીંમત છે,
ગુણોનો લાભ લેવામાં ખરી માણુસની હીકમત છે.
છીપાવે છે તરસ પાણી ડુબાડે છે વળી પાણી;
ખુબી ખામી રહ્યાં સરખાં, ગુણીજન લે ખુબી જાણી.
સમજજો એમ આ પ્રાઈમસ ગૃહે ઉપયોગી છે વસ્તુ;
જો આવડ હોય તો શાણા ઉડાવો ફાયદા, અસ્તુ.

# લોભિયો મહેતાજી*

( એક રેડીઓ પ્રહસન )

**ફક્ત ત્રણ પાત્રો:**

૧) **મીસ્ટર વકીલ**—૧૦ રૂપીઆના ભાડાની ઓરડીની શોધમાં; ૨૦ વર્ષની લાંબી પ્રેકટીસ કરનાર એક ૩૦ વર્ષની ઉંમરનો **હાય**–કોર્ટ વકીલ.

૨) **મીસીસ વકીલ**—તેમનું અથંગ કાયદાબાજ ડાબું અંગ.

૩) રા. રા. મફતચંદ–એક સસ્તા ભાડાની ચાલીના માલીકની મૂછનો મવાળો–યાને મહેતો.

**ફક્ત ત્રણ પ્રવેશ:**

૧) **વાદળાં**–જેમાં નાયકને ભાડુતી જગ્યાની તકલીફો આફત સમાન સાલે છે.

૨) **તડકો**–જેમાં નાયિકા રસ્તો સુઝાડે છે.

૩) **લીલોતરી**–જેમાં વાર્તાનો 'વીલેઇન' યાને બદમાશ નાયક ભર કોર્ટમાં ચાટ પડે છે ને મેસર્સ વકીલ ફેમીલીની કંપની ખાઇ પી ને રાજ કરે છે.

---

* [ આ પ્રહસન મુંબઈની બ્રોડકાસ્ટીંગ કંપની તરફથી માર્ચ ૧૯૨૯ માં ભજવાયું હતું. કર્તા. ]

## પ્રવેશ ૧ લો

મીસીસ–ઓહોહોહોહો....એક ૧૦ રૂપીઆના ભાડાની ઓરડી શોધતાં આટલી બધી વાર? સવારના અંધારાના પાંચ વાગ્યાના ગયા હતા ને છેક રણ તડકે બે વાગે આવો છો તે કંઇ ઘરવાળીનો વિચાર બિચાર કર્યો'તો કે નહિ?

મીસ્ટર–શાબાશ મધુરી! સાત કલાક સુધી એક ઓરડીની શોધમાં આખા મુંબઇની બે વાર પ્રદક્ષણા કરીને થાકયા પાકયા ઘેર આવતા સ્વામીનાથની સેવા તો સારી કરે છે! મધુરી, પણ હવે હું શું કરૂં? મરૂં? સવારે શોધવા જાઉં છું, બપોરે કોર્ટ ચાલતી હોય છે ત્યારે મારી પાસે કોઇ કેસ નહિ હોવાથી બપોરે પણ ઓરડી જ શોધવા જાઉં છું. સાંજે ફરવાને બદલે બસ એ જ કામે જાઉં છું. અડધી રાત સુધી એકેએક લતો ખુંદી વળું છું, પણ ઓરડી બસ નથી મળતી તે નથી જ મળતી. હવે તો હું ધારૂં છું, સુરજ પૂર્વને બદલે પશ્ચિમમાં ઉગે, આકાશ પાતાળ એક થઇ જાય, દરીઓ ઉલટી જાય, દુનીઆ ડુબી જાય તોય આપણને જેવી જોઇએ છે તેવી ઓરડી નહિ મળે તે બસ નહિ મળે.

મીસીસ–ત્યારે તો તમને શોધતાં જ આવડતું નથી. શી મગદુર છે કે ઓરડી ન મળે? નેપોલીયન કહી ગયો છે કે આ દુનીઆમાં અશકયતા જેવી કોઈ ચીજ નથી.

મીસ્ટર–તો પછી હવેથી તું ટ્રાઈ કરી જો. ચાલ, કાલથી હું રાંધીશ ને ઘરકામ કરીશ.

મીસીસ–મને એટલી બધી કંઈ ગરજ છે કે હું ટાંગા તોડવા જાઉં ?

મીસ્ટર–તો શું મને એકલાને જ ગરજ છે એમ ?

મીસીસ–હાસ્તો વળી. તમારી વકીલાત ચાલતી નથી એટલે તો ખરચ ઘટાડવા તમે આ ૧૨ાા રૂપીઆના ભાડાનો બંગલો મુકીને ૧૦ રૂપીઆની ઓરડી શોધવા નીકળ્યા છો, તે હું શું નથી જાણતી ?

મીસ્ટર–મીસીસ મધુરી, મારી પાસે વીશ વરસ પહેલાંનો જુનો પુરાવો છે અને તે સાબીત કરે છે કે હું આજ વીશ વરસથી ઓરડી શોધું છું તે માત્ર તારી ઇચ્છાને માન આપવા ખાતર. કેમ ભૂલી ગઈ ? આ લતો તદ્દન સમશાન જેવો શાંત છે, ને કોઇ બટકબોલો પાડોશણ નહિ હોવાથી તને ગમતું ન્હોતું ને ચોવીશ કલાકમાં ઘર બદલવાની તેં મને નોટીસ આપેલી, એ બધું ભુલી ગઇ ?

મીસીસ–એ બધું હું તો કાંઇ ભુલું તેવી નથી. તમેજ છો ભુલકણા. બોલોને ચોવીશ કલાકને બદલે વીશ વીશ વરસ થયાં હજી તમે ક્યાં ઘર બદલી આપ્યું છે ? કહો હવે તમે ભૂલકણા કે હું ?

મીસ્ટર–પણ હું ઘર તો શોધ્યા જ કરૂં છું ને ?

મીસીસ–તે કબુલ, પણ તમે મારી આપેલી મુદ્દત ભુલી ગયા તેનું કેમ ?

મીસ્ટર–પણ તે મુદ્દતમાં નવું ઘર મેળવવું એ એક અશક્ય વાત હતી.

મીસીસ–જો વળી પાછા અશકયતાની વાત લાવ્યા. અરે; જાઓ જાઓ, મોટી મૂછો ઉગાડી જાણી છે એટલું જ; બાકી તમે હારણ છો હારણ! વારૂં, એ તો ઠીક, હવે પાનું પડેલું કંઈ મિથ્યા થવાનું છે? હવે વાત તો કરો કે તમે કયાં કયાં શોધ કરી? કેવી જગ્યાઓ મળે છે? શું વાંધો જણાય છે?

મીસ્ટર–જાણે કે જો સાંભળ.

પૂર્વમાં ગોદી, પશ્ચિમમાં બેકબેનો દરીયો
ઉત્તરમાં યુરોપીઅન હોટલો ને દક્ષિણમાં જુહુનું જંગલ
ને વચમાં ભીંડી બજાર

એ બધા લતા મારા પગનીચે કચડી આવ્યો, પણ બધેજ વસ્તી ભરચક જણાઇ. જાણે માણસોની રેલ આવી હોય તેમ.

મીસીસ–પણ ભીંડી બજારમાં તો તોફાનને લીધે ઘણા હિંદુ ગૃહસ્થો ઘર ખાલી કરી ગયા છે છતાં ત્યાંય ખાલી નથી?

મીસ્ટર–અરે અક્કલ! ખાલી જગ્યા તો ઠેર ઠેર છે. ઇશ્વરની માફક સર્વવ્યાપક છે. માળે માળે 'ભાડે આપવાનું છે' અને 'To be let' નાં પાટીયાં લાગેલાં જણાય છે—પણ

મીસીસ–પણ શું?

મીસ્ટર–જાણે કેવી કેવી જગ્યાઓ છે–શું શું વાંધાઓ છે તે માટે ભાષણ કરીશ તો હું ને તું તો ઠીક, પણ સુરજ થાકી જશે, માટે જો હું તને ગાઇ બતાવું. આ જો.

મીસીસ—આ વળી શું ? ઓરડી લેવા જતાં ચોપડી ખરીદતા આવ્યા ? ને વળી આ નામ કેવું ? "હૃદયની રસધાર!" કેવું વિચિત્ર લાગે છે ?

મીસ્ટર—એ એક નવો કાવ્યસંગ્રહ છે. તેમાં એક રમુજી કાવ્યમાં લેખકે આબાદ આપણી તકલીફ ચીતરી છે—લાવ હાર્મોનીયમ—જોજે સાંભળજે.

ગાયન ૧ લું

( ભેરવી ગઝલ )

મીસ્ટર—

બાપદાદાના વતનમાં ખોરડાં વેચી અમે
શહેરમાં આવ્યા હવે ભાડે જગા મળતી નથી.
આઠ મહિના શહેરમાં ઘરઘર ફરી દાદર ચઢી
ઉતર્યાં પાણી પગે, ભાડે જગ્યા મળતી નથી
પાટીયાં મુંબઈ મહીં 'ટુ બી લેટ'ના લાગી ગયા
અંદર પૂછો, ભૈયો કહે, હ્યાં પર જગહ ખાલી નહિ
ખાલી વળી જો હોય તો સંડાસ પાસે ઓરડી
'ભાટીઆ માટે': બીજાને એ જગ્યા મળતી નથી !
પાટીયું વાંચી ઉપર પૂછો કદી કોઇ બાઇને
સાંભળો: 'રોયા જતો રહે, અહીં જગા ખાલી નથી'
માનવા ભાડાં વધાર્યાં જે 'ઘટાડેલા' લખે
સારી ને સસ્તી જગ્યા, ભાડે કદી મળતી નથી
ભાંગ્યું બધું મુંબઈ છતાં ભાડાં હજી ભાંગ્યા નથી
ભાંગતા ટાંગા છતાં સારી જગ્યા મળતી નથી.

જે જગ્યામાં સોળ ગુણો હોય તે સારી જગ્યા
સર્વ ગુણ સંપન્ન જગ્યા–બીન પાઘડી મળતી નથી.

મીસ્ટર–કેમ મધુરી, સાંભળ્યું કે? બસ એ જ કારણે–પાઘડી વગર ક્યાંય પણ ૧૬ ગુણવાળી જગ્યા નથી મળતી, હવે સમજી?

મીસીસ–એ ૧૬ ગુણો કયા?

મીસ્ટર–સાંભળ, (૧) ટ્રામ કે હવે નજીક (૨) ગૃહસ્થોનો શાંત લતો (૩) ચોગરદમ ખુલ્લું (૪) ત્રીજે ચોથે માળે (૫) દાખલ થતાં રસોડું નહિ એવી હિંદુ ઘાટની બાંધણી (૬) અગાસી છજાં વગેરે અલંકારો સાથે (૭) નાકાપરની જગ્યા; વચમાં નહિ (૮) જગ્યાની છુટ (૯) હવા ઉજાશ (૧૦) જાજરૂ (૧૧) નળ (૧૨) આખી રાત વીજળી લાઈટ (૧૩) ઘરધણી, ભૈયો, ઘાટી ને ઉઘરાણીવાળો મહેતો બધા નરમ ઘી જેવા (૧૪) ભોંયતળીએ બચ્ચાંને કુદવા માટે બગીચો (૧૫) સસ્તું ભાડું ને (૧૬) એ ભાડાં પુરતી આવક.

મીસીસ–(હસીને) અરે વાહ, એ ચોપડીનો લેખક તો કોઈ આપણા જેવો ઢબ્બુ લાગે છે! એનેય બીચારાને આપણા જેવી વીતી હશે! વારૂ તે તો ઠીક, પણ એ કવિતાપરથી હવે તમારે શું કહેવાનું છે?

મીસ્ટર–બસ એ જ કે જગ્યા તો ઠેર ઠેર ખાલી છે. બધા ગુણોવાળી છે. ભાડાનો કાયદો નિકળી ગયો છતાં મૂર્ખા ઘરધણીઓ હજી તે જાણતા નહિ હોવાથી

ભાડાં સસ્તા પડી રહ્યા છે. પરંતુ તેમના લોભીઆ મહે-તાજીઓ જુનાગઢીઆ પાઘડી જેવી પાઘડી માંગે છે.

મીસીસ-એક દાખલો તો આપો.

મીસ્ટર-જો, દાખલા તરીકે ગીરગામ બેકરોડપર એક મકાન આવેલું છે. જગ્યા મઝેની ફર્સ્ટ કલાસ છે. ભાડું મઝેનું થર્ડ કલાસ એટલે રૂ. ૧૦) જ છે; છતાં મહેતાને પૂછયું તો રૂ. ૨૦૦) પાઘડીના માગે છે. બીજા શબ્દોમાં કહું તો આપણે ઘર બદલવાથી મહિને જે અઢી અઢી રૂપીઆ બચાવશું તે પાંચ વરસની આખી બચત, એ વરરાજા નહિ પણ ઘરરાજાના થતાંને અત્યારથી In advance ચાંલ્લા તરીકે આપી દેવાની! હું ઘણું જાણું છું કે આ ગેરકાયદે છે. પણ લાચાર આવા દગાબાજોથી.

મીસીસ-બળ્યા તમારા દેદાર. વકીલ થયા છો ને કાયદો ભણ્યા છો તે બધો કયાં નાંખ્યો? આવા એક હાલી મવાલી માણસને તમારા કાયદાના જ્ઞાનના જોરથી ધૂળ ચાટતા ન કરી શકો તો પછી તમે બીજું શું ઉકાળવાના હતા? હવે હું સમજી કે તમારી વકીલાત કેમ નથી ચાલતી.

મીસ્ટર-જરા ઉભી રહે, હું એક વાંધો ઉઠાવું છું. વકી-લાત અનેક રીતે ચાલે છે. માણસની માફક, ટટ્ટુની માફક, સાઇકલની માફક, મોટરની માફક, ટ્રેનની માફક ને એરોપ્લેનની માફક. માફ કરજે મધુરી, પરંતુ મારી બદનક્ષી કરતાં પહેલાં પુરો વિચાર કરજે, તારે જાણવું જોઇએ કે ઓછામાં ઓછી મારી વકીલાત ટટ્ટુની માફક તો જરૂર ચાલે છે. છતાં તું આવો

બીનપાયાદાર આક્ષેપ કરે છે તો બીજું તો કંઇ નહિ, પરંતુ ઇંડીયન પીનલ કોડની બદનક્ષીની કલમમાં આવી જશે.

મીસીસ–એ તો હું જાણું છું. નબળા માટી બૈરી પર જ શુરા થાય છે. બહુ કાયદાના ચોપડા ફાડયા છે તે બતાવોને પેલા મહેતાપર જોર ? શું તેના શેઠને ન કહેવાય ?

મીસ્ટર–કહેવા જાઉં પણ પુરાવો કયાં ? ને ઉલ્ટો મહેતો મારાપર બદનક્ષીનો આરોપ મેલે તો ?

મીસીસ–તે પુરાવો મેળવીને કામ કરતાં તમને નથી આવડતું ?

મીસ્ટર–જાણે જો મધુરી, હવે મારૂં ભેજું કામ નથી કરતું. તું કંઇ રસ્તો બતાવે તો સુઝ પડે.

મીસીસ–(હસીને) પોતાની જીવનસગીને શરણે આજે આવ્યા છો, હાં ? નહિ તો રોજ ‘બાયડીની બુદ્ધિ પગની પાનીએ ’ કહ્યા કરતા હતા. આજે સપડાયા છો. ઠીક જુઓ, હવે હું કહું એમ કરો. બસ હમણાં જ મહેતાને કહી આવો કે જગ્યા મારે માટે રીઝર્વ્ડ રાખજે. ૨૦૦ ના કાકા. કાલે જરા મારે જરૂરી કામ હોવાથી પરમદહાડે સવારે ૧૦૦ ટકા ચોક્કસ જગ્યા લખાવવા આવું છું.

મીસ્ટર–બસો રૂપીઆ તો ઠીક, પણ એટલા પૈસાયે કયાં છે ?

મીસીસ–તેનું તમારે શું કામ છે ? બસ હું તમને કહું તેમ કર્યા કરો. જાઓ, જલ્દી જાઓ; કારણ કે આજે રાતે તમારે પુના જવાનું છે.

મીસ્ટર–વળી પુના શું લાડવો દાટયો છે?

મીસીસ–વળી બોલ્યા કે? બસ આજે રાતે જ પુના જવાનું છે ને કાલે રાતે ત્યાંથી નીકળી અંહી પરમદહાડે સવારે હાજર થવાનું, સમજ્યા?

મીસ્ટર–પણ પુનામાં મારે કરવું શું?

મીસીસ–કંઇ નહિ. દાઢી બોડાવતા આવજો, જો બીજું કંઈ કામ ન સુઝે તો.

મીસ્ટર–વારૂ પછી?

મીસીસ–પછી પરમદહાડે સવારે રાઇટ ટાઇમ મહેતાજી પાસે જગ્યા લખાવવા ઉભા રહેવાનું.

મીસ્ટર–વારૂં સખી, પછી?

મીસીસ–એમ નાટકીયાની માફક પછી 'પછી'–શું કર્યા કરો છો? એમ બધું કહી દઇશ તો પછી આ બ્રોડકાસ્ટીંગ કંપનીની વાર્તા અહીં જ પુરી થઈ જશે. પછી સાંભળશે કોણ મારો કાકો?

મીસ્ટર–પણ જગ્યા લખાવતાં રૂપીઆ તો જોઈશે ને?

મીસીસ–હવે તમે તમારે જોયા કરો ને? બસ જાઓ, કહું છું તેમ કરો.

મીસ્ટર–ઠીક જેવી રાણીસાહેબની ઇચ્છા. આ ચાલ્યો.

## પ્રવેશ ૨ જો

વકીલ–(બુમ પાડે છે) મફતચંદભાઈ, ઓ મફતચંદભાઇ, છો કે?

મફત–એ આવો આવો વકીલસાહેબ, તમારી જ રાહ જોતો બેઠો છું. તમે પરમદહાડે કહી ગયેલા કે હું ચોક્કસ આવું છું, તેથી પરમદહાડાથી તમારી કાગને ડોળે વાટ જોતો બેઠો છું.

વકીલ–ઉપકાર થયો.

મફત–ખોટું ન માનશો, વકીલ સાહેબ, પરંતુ આ બે દિવસમાં પાંનસો પાનસોની પાઘડીની ઓફર આવી; પરંતુ મેં તમને મોઢાનું વચન આપ્યું, એટલે થઇ ચૂકયું. તમે તો સમજુ છો એટલે મને ખોટમાં નહિ જ આવવા દો.

વકીલ–હારે હા, એ માટે પણ હું તમારો ઘણો આભારી છું. બાકી તમને રૂ. ૩૦૦) ની ખોટ જાય છે તે પણ હું નથી સમજતો એમ નહિ. બધું થઇ રહેશે.

મફત–અને હા; બીજું કહું, શેઠ તો કહે કે એ જગ્યા આપવી જ નથી. કારણ કે શેઠાણીને દીકરો આવશે ને પછી તેને પરણાવ્યા પછી તેને માટે ખાસ રૂમ જોઇશે એમ કહેતા હતા, શું કહું વકીલ સાહેબ? શેઠને હા ભણાવતાં તો મને જે મહેનત પડી છે તેનો તમે ૫૦૦) આપશો તોય બદલો વળે તેમ નથી. પરસેવો ઉતર્યો છે–પરસેવો.

વકીલ–તે પણ હું સમજુ છું. તમે ખાસ મારે માટે આટલી બધી લાગણી રાખીને કોઇપણ કીંમતે જગ્યા રીઝવર્ડ રાખી એ ઋણ ખરેખર મફતચંદભાઈ, હું પાંચ જન્મારે પણ નહિ ચુકવી શકું. હવે જાણે જુઓ, આપણે બીઝનેસની વાત કરીએ.

મફત–બોલો, ખુશીથી બોલો.

વકીલ–જુઓ, જરા ધીરજથી સાંભળજો. જગ્યાનું ભાડું રૂ. ૧૦) છે. કહો એ વાત તો મંજુર છે ને ?

મફત–એમાં વળી શક કેવો ?

વકીલ–વારૂં, તમે મને એ જગ્યા ૯૯૯ વર્ષને પટે આપો છો અને હું રહું ત્યાં સુધી બીજા કોઈને તમારાથી આપી શકાશે નહિ; એ પણ મંજુર છે ને ?

મફત–એ બધું તમે કહો તેમ, પણ મારી પાઘડીનું નામ તો પાડો ?

વકીલ–હા હવે તે છેલ્લી પણ ગંભીર બાબત વિષે બે વેણ કહેવા હું રજા લઇશ. જાણે આપણે અસલ વાત થયા પ્રમાણે તમે રૂ. ૨૦૦) માગેલા–

મફત–(હસીને) હં....હં....હં....વકીલ સાહેબ, મને બાંધો નહિ. તમે વકીલો બધા એવા. મેં તમને કહ્યુંને કે હું ગરીબ માણસ રૂ. ૩૦૦) ની એક વચનને ખાતર ખોટ ખમું છું ?

વકીલ–પણ તમે ઉતાવળા શું કામ થાઓ છો ? મારૂં કહેવાનું એમ છે કે તમને ખોટ ન જ આપવી. હું ૫૦૦) નહિ પણ ૫૫૦) આપવા તૈયાર છું, બોલો રાજી ?

મફત–તો પછી શું કામ નારાજી ? વકીલ સાહેબ, હું જાણતો હતો કે તમે ચીંગુસ નથી, પરંતુ ઉદાર માણસ છો. અમારી જગ્યામાં એવા ઉદાર માણસો જ હું શોધું છું.

વકીલ–પણ એક વાંધો છે.

મફત–તે વળી શું ?

વકીલ–માફ કરજો મફતચંદભાઇ, હૃદય ખોલવું પડે છે. જાણે ખરી હકીકત એમ છે કે હું વકીલ છું, છતાં ધંધાની સખત હરીફાઇને લીધે મારી વકીલાત જરા ઓછી ચાલતી હોવાથી હું ગરીબ માણસ છું. જો ૫૫૦) જેટલા રૂપીઆ રોકડા પાસે હોય–એટલો શ્રીમંત હોત તો તો ૫૫૦) માં સુરતમાં એક નાનકડો બંગલો બંધાવ્યો હોત.

મફત–તો હવે તમે શું કરવા માંગો છો ?

વકીલ–બસ એટલું જ કે જેમ હું તમારૂં માન રાખી મોઢે માંગી પાઘડી આપું છું ને ઉપર ૫૦) વધારી આપું છું વ્યાજના, તેમ તમે મારૂં માન રાખો. તમે મને ૫૫૦) રૂ. વ્યાજે ધીરો એટલે તે રકમ હું તમને પાઘડી તરીકે આપું ને તમે મને ધીરો છો તેના બદલામાં પ્રોમીસરી નોટ લખી આપું.

મફત–ને પછી એ રૂપીઆ પાછા કયારે આપશો ?

વકીલ–બસ દર મહિને તમારે વીશ વીશ રૂપીઆનો હપ્તો લેતા જવું. દશ રૂપીઆ ભાડાના ઉઘરાવવા આવો ત્યારે ત્રીસ લેતા જવા. હું એમ માનીશ કે હમણાં માસિક રૂા ૩૦) નું ભાડું આપુ છું.

મફત–એ રીતે કુલ રૂપીઆ ચુકતે થતાં સવા બે વર્ષ લાગે. ને ૫૦) રૂપીઆ તમે વ્યાજના વધારે આપો છો તે તો માંડ સેંકડે પાંચ ટકા લેખે થયા. વકીલ સાહેબ, હું વાણીયો છું હોં કે ? સેંકડે પાંચ ટકા લેખે વકીલ

સાહેબ, રૂપીઆ તો શું, પણ આંથણાની કેરીઓ પણ નથી મળતી.

વકીલ-પણ વ્યાજ તો વળી જુદું. તમે કહો તે ને તે પણ ચક્રવર્તી આપવા તૈયાર છું, પછી ?

મફતચંદ-તો જુઓ, વ્યાજ રોજનું એક રૂપીએ પૈસો થશે, છે કબુલ ?

વકીલ-હજારવાર કબુલ. પછી ?

મફત-ઠીક ત્યારે લખો પ્રોમીસરી નોટ.

વકીલ-પણ રૂપીઆ કયાં ?

મફત-તમારે રૂપીઆનું શું કામ છે ? આખરે તો મને જ પાછા આપવાના છે ને ?

વકીલ-માફ કરજો મફતચંદભાઇ, તમે વાણીયા છો તો હું વકીલ છું, સમજ્યા ? તમારી પાસે ૫૫૦) રૂ. મને ધીરવા જેટલા છે તેની શી ખાત્રી ? ન હોય છતાં તમે ધીરવાની તોપ મારો ને લખાવી લો એટલો કાચો હું નથી.

મફત-મારા શેઠ, શું વાત કરો છો ? એમ કંઇ તમારી જેમ ઠેર ઠેર ભીખારા ભુખડી બારસ નથી વસતાં; સમજ્યા ? લ્યો આ ચેક-લખો પ્રોમીસરી નોટ.

વકીલ-પણ આ ચેક ખોટો હોય તો ?

મફત-ઓહો એટલો બધો અણવિશ્વાસ ? જાઓ આજે તમે ચેક વટાવીઆવો ને રોકડા રૂપીઆ મને કાલે ચુકવજો. જગ્યાનો કબજો કાલે લેજો. અત્યારે લખો પ્રો. નોટ.

વકીલ–હા એ વાત હવે કાયદેસર ખરી; પણ તમારી પાસે એક આનાનો સ્ટાંપ છે કે? નોટપર ચોંટાડવા જોઇશે ને?

મફત–હા હા....છે. હું તો બેંક છું, પોસ્ટઓફીસ છું, હાઉસ એજન્સી છું. વીમા કંપની છું, બધું છું. તમે હજી મફતચંદભાઇને ઓળખતા નથી. શેઠ, ૧૮ ગામના પાણી પીધા છે. લ્યો આ તૈયાર છાપેલી પ્રોમીસરી નોટ. કરો નીચે સહી.

વકીલ–વાહ! તમે તો પ્રોમીસરી નોટ પણ છાપેલી તૈયાર જ રાખો છો ને શું? ઠીક, જુઓ આ રૂપીઆ પાંચસો ને પચાસ ભર્યા ને આ....કરી....સહી....ને....આ.... તારીખ....૧૪ મી માર્ચ ૧૯૨૯. લ્યો, બસ?

મફત–પણ તમે ભૂલ્યા, આજે તો તારીખ ૧૫ મી છે.

વકીલ–અરર....હવે શું થાય? નવી લખું? નકામો એક આનો બગડશે.

મફત–કંઇ વાંધો નહિ, એમ માનશું કે ગઇકાલે સોદો કર્યો હતો, ચાલો ચાલશે.

વકીલ–ઠીક ચાલો સાહેબજી. ત્યારે મફતચંદભાઇ, જગ્યા કાલે સાફસુફ કરાવી રખાવજો. સવારે અમે સામાન લઇને આવીશું ને રૂપીઆ ગણી દઇ કબજો લેશું.

મફત–ભલે, વહેલા પધારજો.

## પ્રવેશ ૨ જો: (ચાલુ)

મીસીસ–કેમ, આજે કેટલો તડાકો મારી આવ્યા?

મીસ્ટર–આ જો દશ હજાર રૂપીઆ–એકવીશ મૂળાં મળ્યા. તેં શીખડાવેલા એકના એક ગપ્પા બધે મારી આવ્યો, ને બધા ચેકો વસૂલ કરી આવ્યો ને બધાને ૧૪ મી માર્ચની હાથચીઠી લખી આપી. હવે શું કરવું છે? બોલ!

મીસીસ–હવે શું વળી? લ્યો એક દશ હજારનો નાનકડો માળો; કારણ કે આ બધા ૨૧ લોભીઆ મહેતાજીઓ કોર્ટમાંથી રોતી શિકલ લઈ નીકળશે ને તેમના શેઠીઆઓ તરફથી લીલું નાળીએર મેળવશે, ત્યારે ખરચ ઘટાડવા બીચારા સસ્તા ભાડાની જગ્યા શોધતાં આવશે ત્યારે પાઘડી લઇને આપણે પણ તેમને આપવી પડશે ને?

મીસ્ટર–શાબાશ, મધુરી શાબાશ. તેં તો ભારે કરી. આખો પ્લાન પાર પડયો. પણ હવે કાલ પરમ દહાડાથી છેતરપીંડી ને ચીંટીંગની ૨૧ ફરીઆદોના સમન્સ આવવા માંડશે: તો તૈયાર રહેજે.

મીસીસ–મારે એમાં કાંઈ તૈયારી નથી કરવાની. તમે પેલો ૧૪ મી માર્ચે પુનામાં સાંજે ફોટો પડાવીને રાતે મહેતાજીચા લોભ યાંચે નાટક જોવા ગયેલા, તે તારીખ વાળો ફોટો અને નાટકની ટીકીટ એ બન્ને પુરાવા તૈયાર રાખજો. જો જો ખોઇ ન નાખતા.

મીસીસ–એ કંઇ ખોવાય કે? એ તો જીવ ખોવો ને પુરાવો ખોવો એ બન્ને વકીલ માટે સરખા. ચાલ મધુરી, અત્યારે તો ફર્સ્ટ કલાસ ટેક્ષીમાં બેસી ફર્સ્ટ કલાસ સીનેમા જોવા જઇએ ને દશ હજારમાંથી થોડાનું પાણી કરીએ.

પ્રવેશ ૩ જો (કોર્ટ)

( સીપાઈ બુમ પાડે છે ):—

મીષ્ટાર પરદીયુમનચંદર સમુદરચંદર વકીલ હાજર હ....યે....( બે વાર )

મફતચંદર મુરખેશંકર હાજર હ....યે....

ફરિયાદી વકીલ—નામદાર,એકવીશ ફરીઆદી તરફથી વકીલ તરીકે હું ઉભો થાઉં છું અને આરોપી પ્રત્યે મારા કુળોએ જે ચીટીંગનો આરોપ મેલ્યો છે તેનો કેસ શરૂ કરતાં સૌથી પ્રથમ આ ૨૧ લેખિત પ્રો. નોટો એક્ષીબીટ તરીકે દાખલ કરવા રજા લઉં છુ.

કોર્ટ—મી. વકીલ, આ પ્રો. નોટો પુરાવા તરીકે દાખલ કરવામાં તમને કંઈ વાંધો છે? જુઓ, એ તમારી લખેલી છે?

મી. વકીલ—નામદાર, આ પ્રો. નોટોમાં અક્ષર મારા જેવા છે પરંતુ મારા નથી. એકવીશે એકવીશ પ્રો. નોટોમાં મારી ખોટી સહી કરવામાં આવેલી છે. નામદાર, પહેલીજ નજરે તારીખ જોઈને હું કહી શકું છું કે આ બધી બનાવટી નોટો છે, હું બે પુરાવા આપને પેશ કરવા રજા લઉં છું. એ પરથી આપ જોશો કે તા. ૧૪ મી માર્ચે હું પોતે મારા આખા શરીર સાથે પુનામાં હતો, મેં તે તારીખે ત્યાં ફોટો પડાવ્યો હતો, નાટક જોયું હતું અને તે જ તારીખે અહીં મુંબઈમાં હું ૨૧ પ્રો. નોટો પર સહી કરી આપું તે અશકય વાત છે.

કોર્ટ—ફરિયાદીના મી. કાઉન્સલ, આ ફોટો અને

નાટકની ટીકીટ જુઓ. તેના પર ૧૪ માર્ચ છે, ઠેકાણું પુના છે. તમારે એ બાબતમાં શું કહેવાનું છે?

ફરિયાદી વકીલ–નામદાર, મારા બધા કુળોને બચાવના આ જબ્બર પુરાવા વિષે પુછતાં જણાય છે કે તેમણે પંદરમી માર્ચે પૈસા ધીરેલા.

કોર્ટ–કોઇ બીજાને ધીરેલા હશે. મારી કોર્ટમાં એક વકીલ તરીકે જાણીતા ગૃહસ્થપર આવા લુલા કેસ હું વધારે વખત ચલાવી શકીશ નહી.

વળી એકેએક પ્રો. નોટપર કાયદા પ્રમાણે બે આનાનો સ્ટાંપ નથી. મને એ બધી નોટો બનાવટી અને એક નિર્દોષ માણસને હેરાન કરવાના હેતુથી કાવત્રાંબાજોએ રચેલા તાગડાને આભારી લાગે છે. આ કેસ હું આ પ્રાથમિક તપાસમાં જ કાઢી નાખું છું, અને આરોપીને ભલામણ કરૂં છું કે આવા ખોટા પુરાવા માટે ફોજદારી કેસ નોંધાવી ફરિયાદીઓની ખબર લે. (કોર્ટ ઉઠે છે.)

સીપાઇ બુમ મારે છે—સાઇલન્સ—

(૧)બુમો–એ મફ્ટચંડભાઈ આપણે બઢા મડી ગયા.

(૨) ,, એ પ્રેમચંડભાઇ માડી ટો મરણ મુડી ગઇ.

મફતચંદ— (મરશીયો ગાય છે)

હાય વોય રે પાંનસો પચાસની ઉઠી
મારા લોભની આવરદા તુટી રે....હાય વોય રે....

વકીલ–એ મફતચંદ ભાઇ, હવે રડો મા. છાના રહો છાના. ઇશ્વરના ઘર આગળ કોઇનો ઉપાય નથી. તુટી તેની બુટી નથી. જેની બાજરી ખુટી તેને એક કાળે

જવાનુ છે જ ને? તમારા જેવા સમજુ માણસે શોક ન કરવો ઘટે.

મફત–તારૂં સત્યાનાશ જાય, ઓ વકીલડા.

મીસીસ–ચાલો ચાલો ડીયર, એને પોક મુકવા દો, એની મેળે છાનો રહી જશે ને જીંદગીમાં લોભ કરતો ભૂલી જશે.

મફત–ઓ બ્હેન–ઓ મધુ બા, તમારા વેણુ લાખ રૂપીઆના છે. આજથી એવા હરામના નાણા પેદા કરૂં તો મારા મગનીયાના સમ છે. બ્હેન, કાન પકડયા.

મીસીસ–ભાઇ સુખી થા. જા.

મફતચંદ–હા બ્હેન જઇશ, પણ મારૂં એક ગીત સાંભળતા જાઓ.

—:ગાયન ૨ જું.:—

રાગ કાફી

( જો મરણ એ જીંદગીની છે અરે છેલ્લી મઝા–એ રાહ )

જ્યાં જ્યાં જણાયે લોભીઓ, ત્યાં ત્યાં ધુતારો ફાવતો
છે લોભનો દુશ્મન દગો, એ લોભને લોભાવતો
એની ગતિ થોભાવતો
આકાશના તારા બતાવી જાળ સોનેરી રચે
ખાલી ખીસા એના કરાવી સૌખ્ય તારા આંચકે
છે લોભીઓ જો શેર તો જાણો ઠગારો છે સવા
ભુખે કદી મરશે નહિ ઠગ લોભીઓના ગામમાં
શ્રોતાજનો, આ દાખલાની વાત વિસરશો નહિ
આ લોભીઆ મહેતા પ્રમાણે લોભ કો કરશો નહિ
જ્યાં જ્યાં

# હૈયાફુટા હોરમસજી!

( એક રેડીઓ પ્રહસન )

**પાત્રો**

**હોરમસજી**—એક ભલા ભોળા પણ કાચા હૈયાના જરથોસ્તી.

**નાજાંમાય**—તેવણુના હાથની ધરતી

**પીલાં**—નાજાંમાયની એકની એક સહીઅતી

**મહેતાજી**—હોરમસજીની ઓફીસનો ચોપડા-માસ્તર

## પ્રવેશ ૧ લો

( પીલાંને ત્યાં નાજાંમાય આવે છે )

નાજાં—કાંય પીલાંમાય, રેંટીયો કાંતોચ કે?

પીલાં—ઓહોહો, આવોની નાજાંમાય, ઘને ડહાડે તમે મોનું દેખારીયું. કેમ છેઓ તો સારી કાની ને?

નાજાં—પન મકુંજે આય ટમે મહાટમા ગાંઢીનો રેંટીયો કાંતોચ, પન તેવણે તો આય છેલ્લાં છેલ્લા બરોબર બાફીયું—

પીલાં—એ વરી સું બાફીયું—કેહો તો ખરાં!

નાજાં—મરેરે એમનું પેલું નુસપેપર નવલભાઈ જીવણુ-ભઈ નીકરેછની?

પીલાં—હા હા, તેનું અસલ નામ નવજીવન કરીને કેહય છ; સું પન તેનું શું?

નાજાં-બીજું સું વરી ? મ્હાત્માજીએ તેવણુની હાથની ધરતી કસ્તુરબઇનો બરોબર ભાંગરો વાટીયો ચ.

પીલાં-ઓહ આઇ સી સમજી સમજી-આય કસ્તુરબાઇએ પેલા આશ્રમના ૪ રૂપીઆ ઉપારેલા, તેને વરે વાટ કરોછની ?

નાજાં-બસ એજ પીલાંમાંય-એને જ વરે કેહું છ કે ટમારા રેંટીયામાસ્તરે બાફીયું છ.

પીલાં-પન તેમાં બાફીયું સું? બઇયરે કેહ્યા વગર રૂપીયા રાખીયા તે મહાટમા જેવા માનસથી કેમ કરી સહન થાય ?

નાજાં-ઓ વાયરે પીલાંમાય! ટમે બી એમ સું કહોચ ? રૂપીઆ લેવા ન લેવા સજાવાર છે કે નહિ એ વાટ હું બી કાંહાં કેહુછ જે ? પન માટીરાએ એવી ઘરની લપનછપન છાપી મારવાની-મકુંજે છાપરે ચરાને પોકારવાની જરીરતીબી જરૂર નહિ ઉતી.

પીલાં-પન તેમને તેમ કરવાનાં કારન બી તો. ઓસે ને ?

નાજાં-કારન સું વરી? એવણુ પોતાને મોત્તા મનીખ ધારેચ એજ તો ! છતાં બી એવણે આવી નાંધલી બાબતોને વરે છાપરે દોરવામાં ભૂલ કીઢીચ એમ હું બી માનુંચ ને મુંબઇનું આય 'ટ્રાઇમ્સ' છાપું બી માનેચ, એમ આપરૂં જામે બોલેચ; તેનો ઉટારો મેં એક છાપાંના કકરામાંથી વાંચીયો. એ કકરામાં મસાલાવારાએ મને આજે સવારે સરકો આપીયો તેથી જ મેં જાનીયું-

પીલાં–મરૂંરે તમારી પરથી નાજાંમાય, તમે તો છાપાંનો કકરો બી વાંચીયા વગર છોરતાં નથી જો....

નાજાં–પન પીલાંમાય, હું એમ પુછુંછ કે આય તમારા મહાટમાજીને બાર બાર મહિના પહેલાની વાટ કેમ કરીને યાદ રહેતી ઓસે ?

પીલાં–તેમાં વરી અજબ થવા જેવું સું છે માય ? કોઇ સાધારન માનસનેબી યાદ રેહ્ય.

નાજાં–કપાલ યાડ રેહ્ય. આય મારા હોમીને તો તમે જાનોછની ? એવણુના સક્કાર બલે તે એવણુને સવારે ઢાનડાલ જમીયા છ કે ડાળઢાન, તે બીં યાદ નહિ રેહ્ય. હું ખરૂં કેહું છ પીલાંમાય, એવણુમાં બધ્ધા ગુન છે પન હૈયું જ કેશું ફૂટેલું; બધું જ ભૂલી જાય ! હું તો હવે કંટાલી ગઇ છ.

પીલાં–પન એવું તે સું ભુલી જાય છ, વાટ તો કરો નાજાંમાય, હું બી તો સમજું !

નાજાં–હું સું કેહું વાટ....પીલાંમાય, કેતલી કેહું....કોઇ પોટીયાડાસ લેખક આય વાતો સાંભલી જાય તો વાટોની ચોપરી બહાર પારે એટલી બીનાઓ બને છ–

પીલાં–પન દાખલા તરીકે ?

નાજાં–જોવની માંય, હું એવણુને સારી લાવવા કેહું, તહારે પપેટા લઇ આવે ને પપેટા લાવવા કેહું, તારે માથાબાનું લઇ આવે! એક ડહારો વરી પાટલુનનો પટો કબાટમાં મુકતાં ભુલીયાં ને સવારના આઠ વાગેથી સોઢાસોઢ ચાલી....

તે ઓફીસનો ટાઇમ થીયો તહાંવેર....કપરાંના કબાટ ને રાંઢનીમાં ડાનાના ડબ્બા, ઘાસ્તેલની બાટલી, એમ બદ્ધું જ શોઢી વરીયાં; પન પટો કેથેબી ન મલે. આખરે એવણનું હૈયું બલે તે પાટલુનની પાછ્રર જ લટકતો પટો મલીયો.... ફેરમાં ભુચો ને ગામમાં શોઢીયો....

પીલાં—ઘનું જ ફની....પન ટે એવનને યાડ રહી શકે તેવા ઉપાય કાંય નહિ લેટાં...

નાજાં—સું મારૂં કપાલ ઉપાય લેઉં ? એકવાર કબટની ચાવી તેવણે કહીંક મુકી દીધી....અમારી નાટકની તીકીત પન નકામી ગેઈ. પછીથી મેં ઉપાય કાઢીને એ ચાવી રાખી, પન વરી પાછા એજ હાલ બનીયા ને પુછીયું કે 'હોમી, બીજી ચાવી કહાં ગેઇ ?' તહારે મારી અજાયબી વચ્ચે કેહ્યું છે કે કોઇ ભલતે ઠેકાને ચાવી મુકાઇ ન જાય કરીને મેં તો એક ચાવી કબટમાં જ મુકેલી ઉતી ને કબટ બંધ કરી ઉની ને આય બીજી ચાવી કેથે મુકાઇ ગેઈચ.

પીલાં—(હસીને) મરે રે.... એ બી તો એક ઘનું જ અજબ થવા જેવું છે. પન યાડશકિટ સુધારવા માતે, નાજાંમાય, કોઇ ડવાડારૂ છેબી નહિ....એ તો હવે પરીયું પાનું સુધારી લેવાનું.

નાજાં—હું ખરૂં કેહું છ પીલાંમાય, કે આવા હૈયાફુટા ધની મલે એ એક શ્રાપ સમાન છે.

પીલાં—એમ ના બોલો, નાજાંમાય, ખોડાયજીએ

આપુને બનાવીયા તેમાં સંતોષ માની એ પરવરદેગારના દાદારના સુકરાનાજ કરવા. ફુટેલાં હૈયાં આવી નાની બાબ-તોમાં તકલીફ ઉભી કરતા ઓસે; પન કદી કદી એ ખામી ટો આસીર્વાદ સમાન હોય છ.

નાજાં–સું આસીર્વાદ ? હું એવું હંબગ નહિ માનું; પીલાંમાય, એ તો તમુને વિતે તો માલમ પરે.

પીલાં–નાજાંમાય, કોઇવાર ખોડાયજીની મરજી હોસે તો હું સાબીત કરી આપસ કે ફુટેલું હૈયું બી આસીવાર્દ સમાન છે.

નાજાં–હું બી જોવસ....પન હવે જોવની પીલાંમાય, હું સું કરૂં ? મને કંઇ બીજો રસ્તો બતારોની ? મકુંજે હું અંહી ચાલી ચલાવીને આવીચ તે બસ એને જ વરે....

પીલા–જોવ, તમે એમ કરો નાજાંમાય....એવણુને હવેથી બઢા જ કામ ડાયરીમાં નોંધવા કેહો....સમઇજાની....

નાજાં–ઓ વાય મરૂં રે તમારી પરથી પીલાંમાય એ રસ્તો તો ઘનો જ સરસ છે.....ચાલો, હમના જ બજા-રમાંથી ડાયરી લઇને ઘેર જવસ ને તેવણુને ડાયરી રાખવા ફરજ પારસ....મને પેલું ડાયરીના ફાયડાનું ગાયન બી હમનાં જ યાડ આવેચ.

પીલાં–તો ગાઓની નાજાંમાય–આય હાર્મોનીયમ પર....ખુશમીજાજ રાખી ખુશખુશાલ રહીએ ‘ તો સૌ સારૂં જેનું છેવટ સારૂં.’

નાજાં-(ગાય છે.) ગાયન

( બલીહારી રસીયાજી ગીરધારી–એ રાહ )

સું કેહું આ ડાયરીની બલિહારી,
ના જોઇ મેં કદી એવી રે બીજી ઉપકારી
ચોપરી ચોપરીવાલાને તહાં

કવિટાઓ કાલજુ કાપે પ્રીલસુધી લેજું માપે
વાર્ટાઓ ના સમજાય એવી ભારી
છાપે બઢા હિંદુ લખનારા
એવી અકારી
ચોપરી ચોપરીવાલાને તહાં

ડાયરી તે સૌથી સારી કોરી ને તારીખવારી
ભૂલાં ચુકાંને યાડ ડેનારી
ના જોઈ મેં કદી એવી રે બીજી ઉપકારી
ચોપરી ચોપરીવાલાને તહાં



**પ્રવેશ ૨ જો:** **(હોરમસજીની ઓફીસ)**

હોરમસજી–અરે, મહેટાજી–ઓ મહેટાજી, કહાં મરી ગીયા?

મહેતાજી–કાલ હવારથી નામું લખતો આ ખુરશી ટેબલ પર સુવેલો આ રીયો, સાબ! આ રીયો.

હોરમસજી–એમ આવોની; તહાં બેથા બેથા વાંદરાની કાની મારૂં મોંનુ સું જોયા કરોચ?

મહેતાજી—આ આવ્યો સાબ, કહો હું કે'વું સે ?

હોરમસજી—મકુંજે હું એમ પુછું છ કે આય દમયંટી તે નલ રાજાની પટની ને ડ્રોપડી ટે પાંડવશંકરની પટની ને આય સર પરભાસંકર તે કોણની પટની ? ટમે જાંનો છ કે મહેટાજી ?

મહેતાજી—આ ઈ પરભાસંકરભાઇ ને હું બેઈ એક ગામના. અમે બન્ને ભાવનગરના રહીસ. ઇમને નો ઓળખું તો પછી હું મહેતો થીયો શ્યા ખપનો ? આ ઈ પટની તો ઈમની અટક સે અટક. અમારામાં નુખ કેવાયસે....હોવે.

હોરમસજી—એ વરી અતક સું ? આય પોલીસડાડાઓ અતકમાં રાખે છ તે જ કે ?

મહેતાજી—નહિ નહિ સાબ, ઈ નહિ; આ જેમ તમે પારસી લોકમાં જામસજી કેલાંવાલા કે નવરોજજી નારીયેલ વાલા કહોસો ઇમ કેલાંવાળા ને નારીયેળવાળા ઈ પટનીને ઠેકાણે....

હોરમસજી—તહારે 'સરનેઇમ' છે એમ ભસીમરોની ! અટક કટક તો ગામનું નામ છે, સમઇજા....તમે હિંદુસ્તાનની જોગ્રાફી ભનીયા ચ કે ?

મહેતાજી—આ ઈ તો કરમની કઠણાઈસે....સાબ, ઈ તમે કીધું ઇ ભણ્યા હોત તો બાલેસ્ટર નો થાત કે આંહી પસાહ રૂપરડીમાં નામું લખવા રહેત ?

હોરમસજી—કાંય ? પચાસ રૂપીઆ આપું છ તોણી ઓછા પરે છ કેમ ? તમે વાનીઆઓ એવા ને એવા

લોભીયા જ રહેવાના. હું થાક કેહું છ મહેતાજી; જહાં છેઓ તહાં ગગરી રેહો; નહિતર આય બેકારીનો વખટ તો ટમે જાનોછ ની ?

મહેતાજી—ઈ બરોબર જાણું સું તાણે તો આંહી સોંટી રીયોસું....પણ સાબ આ પરભાસંકર ભાઈનો સવાલ તો તમે મને કાલે પણ પુસ્યો હતો...મને ખબર સે કે તમે ભુલી બહુ જાઓ સો, એટલે મેં સોપડાના પુંઠા પર લખી રાખ્યું સે આ જુવો વાંસો...

હોરમસજી—સમઇજો....કાલે ટમે મને જવાબ આપીયો ઉટો, પન ટમે મહેટાજી, આમ ચોપરા સાના બગારો છ ? ટમુને આજ સવારે મેં ડાયરી આપી ટે શું ધોઈપીવાની છ ? ટેમાં લખટાં સું પેટમાં દુઃખે ચ કે ? ટમે વાનીયાઓ અમારા પારસી માટીરાઓની સું તકલીફ છે તે સું સમજો ? આય આખો ડહારો ડાયરી કોરી રહેસે તો સાંજે હું નાજાંને જવાબ સું આપસ ?

મહેતાજી—પણ હું કયાં ના કહુંસુ ? તમે લખાવો ઇમ લખું. લ્યો આ લખ્યું—સરનામ એટલે પટણી સાહેબ. કહો બીજું હું લખું ?

હોરમસજી—બીજું લખો, આજે રાટરે વડોદરા જવાનું છ. અને બીજું સું ? નાજાંએ કંઈક મંગાવેલું ઉટું....

મહેતાજી—આ લખ્યું: નાજાંએ કંઇક મંગાવેલું ઉટું.

હોરમસજી—ચાલો વેકી જાઓ મહેટાજી! ટમારૂં નામું પુરૂં કરીને જજો. હું જાઉંચ....મારે હજી જામે જમસેદની

ઓફીસમાં જવુંચ....તે બી લખી લેજો ડાયરીમાં....હું તહાંજ જાઉંચ....ને ડાયરી મારી બેગમાં મુકી આવજો....

મહેતાજી—એ ભલે ભલે સાબ....સલામ....આ તમે કીધું ઈ બધું લખી નાખું સું....

* * * *

નાજાં—કેમ હોમી ડીયર ટમે આટલા મોરા આવીયા ? મહેટાજી કેવારનો ડાયરી આપી ગીયો ને ટમુને વાર લાગી ટે મરેરે ગુજરાટ મેલમાં કેમ કરીને જઇ સકસો ?

હોરમસજી—પન નાજાં ડીયર હું સું કરૂં, મરૂં ? આય મારા ચસ્મા ખોવાઇ ગીયા છ તે છાપાંની ઓફીસમાં જઈને લોસ્ટ એન્ડ ફાઉન્ડ કાલમમાં જાહેરખબર આપી આવીયો ને પાંચ રૂપીયા ઇનામ બી જાહેર કરતો આવીયો. હવે ચસ્મા વગર હું કેમ કરી જવસ ?

નાજાં—તમારૂં હૈયું જ ફુટેલું છે કે સું ? આય ચશ્મો તો ટમારા કપાલ પર ચરાવીયો છ ને વરી ખોવાવાની ને ઈનામની જાહેરખબર સાના આપવા નીકરીયા ?

હોરમસજી—અરર....મને સું ખબર કે ચશ્મો ભૂલમાં મેં કપાલપર ચરાવીયોચ ?

નાજાં—તે ડાયરીમાં નોંધી રાખીયે કની ? ચાલો હવે વેકી જાઓ; નહિતર ગારી બી ઉપરી જસે....ને જોજો, જે કામે જાઓ છ તે ચૂકતા ના ? ડાયરીમાં બદ્ધું લખીચું છની ?

હોરમસજી—હારે હા, બદ્ધું બરોબર છે; હવે નહિ ભૂલું.

નાજાં-ચલો સાહિબજી તહારે હામી ડીયર વહેલા આવજો.

હોરમસજી-ચોક્કસ, નાજાં, મારાં કલેજાં....પન હું પુછુંછ મારે કહાં જવાનું છે?

નાજાં-વડોદરા....બળે રે તમારા સક્કાર....

પ્રવેશ ૩ જો (મહેતાજી આવે છ)

મહેતાજી-અયે નાજાંબાઇસાબ એ નાજાંબાઇસાબ, આતો ભારે થઇ!

નાજાં-કોન મહેતાજી? સું બનીયું છ કેહાની? આમ હાંફળા ફાંફળા સાના થઇ ગીયાચ?

મહેતાજી-અરે બાઇસાબ, મારા શેઠનું આવી બન્યું ઈ તો ઠીક, પણ ઈજ ગાડીમાં મારાં ઘરવાળાં પણ દેહમાં જાયસે-

નાજાં-પન છે સું? બીના તો કેહો! તમે વાની-આઓ આમ ઘરી ઘરીમાં પોચા પરીને સ્રી સાના ઉથો છ?

મહેતાજી-અરે બાઇ, તમારો તો ચુડો ભાંગસે, પણ મારી નાતમાં દહ હજાર ખરસતાંય બીજી કન્યા મળે ઇમ નથ-જુઓ આ સાપામાં હૈયું ફાટી પડે એવા ખબર આવ્યાસે-હાંભળો-

'મીયાગામ પાસે તુટી ગયેલો રેલ્વે પુલ. બધો ગાડી વ્યવહાર બંધ.

કમનસીબે સીગ્નલમેનની ગફલતીથી ગઇકાલનો ગુજરાતમેલ સ્ટેશન વટાવી ગયો છે. કેવી ભયંકર જાનની હાની થશે તે હવે પ્રભુના હાથમાં છે'

નાજાં—અરે મહેટાજી,દોરો દોરો—સામ્ભેથી પીલાં-માયને બોલાવો, જાઓ! મારા હોમી વગર હું મરી જવસ—ઓ માયરે! ઓ ખોદા! મારા હોમીને ઉની આંચ બી નહિ આવે તો હું એવણુને આતશબેહેરામ લઇ જવસ. ઓ પીલાંમાય મારૂં આવી બનીયુંચ—

પીલાં—ગભરાઓના, નાજાંમાય ખોદાયજી સઉ સારા વાના કરસે.

નાજાં—ઓ પીલાંમાય રે હું ઇચ્છું છું કે એવણુ વડોદરે જવાનું ભુલી ગયા હોત—

પીલાં—તો એ ફુટેલું હૈયું આસીર્વાદ સમાન લેખાત, ખરૂંની નાજાંમાય ?

નાજા—ખરૂં માય, સહારી સાટ વાર ખરૂં; પન હું હવે કહાં જાઉં ! માય, સું કરૂં ?

પીલાં-ગભરાઓના, ખોદાયનું નામ લેઓ અને ચાલો આપરે આય મહેટાજીને ટારઓફીસમાં મોકલી મીયાંગામના સ્ટેશન માસ્તરને ટાર કરી પુછાવીએ.

મંહેતાજી—આ લ્યો બાઇ સાબ, તમારા નામનો તાર આવ્યો સે.

નાજાં—ઓ પીલાંમાય જોવની વાંચાની તાર ! મારા કરમમાં સું લખાયું ચ? અને કેહો મારા હોમીનું સું થીયું—

પીલાં—સાંભલો નાજાંમાય, તેવણ લખે છ કે:—

મીયાંગામની પોલીસે મને પકરીયો છ. હું સું
કામે મીયાગામ જાઉંચ તે પુછે છ. હું
ડાયરા ગારીમાં ભુલી ગયો છ. તારથી જવાબ
આપો—હું સું કામે જતા ઉતો—હોમી'

નાજાં—મરેરે આય વરી સું નવું તોફાન છે! વરોદરાને બદલે મીયાગામ સાના ગીયા ? ચાલો ખોડાયના સુકરાના કરો કે મારા હોમી જીવતા જાગતા રહ્યા છ. પીલાંમાય, એવણને જવાબ આપો કે એવણ તો વડોદરે જરા રતી લટાર મારવા જવાના ઉતા—અને એવણને કેહો કે બદ્ધાં કામ પરતાં મેલી એકદમ પાછાં ફરે; નાજાં તમારૂં મોનું જોવા માગે છ.

પીલાં—વારૂં નાજાંમાય, હું તાર કરી દેઉં છ ને સવારે મલસ.

મહેતાજી—ઈ બધું ઠીક, પણ મારાં ઘરવાળાંનું સું ? તમારા સ્વામીનાથ તો બચી ગયા સે, પણ મારા મગની-યાની માનું હું થીયું હશે ? હે હણુમાનજી, ઇને ઈમણીમ જીવતી રાખસ્યે તો શેર તેલ સડાવીસ ને એક મહિના હુધી હોપારી નહિ ખાઉં. ઓ મારા મગનીયાની મા રે....

પીલાં—મહેટાજી, એમ પોક ના મુકો....હજી જાનો તો ખરા કે સું બીના બની છ ? ખુડાનું નામ લેઓ, સૌ સારૂં બની રહેસે.

* * * *

નાજાં-આવો પીલાંમાય આવો; મારા હોમીનો બીજો ટાર મહેટાજી હમનાં લઈ આયા ને હમનાં જ સારા આઠની ગારીમાં તેવણ આવે છે.

પીલાં-ચાલો ખોદાનો અહેસાન માનો.

નાજાં-પન સાચ્ચું કેહું તો પીલાંમાય આય પૂલ ટુટવા, આય ગુજરાટ મેલનું નાસવું, આય મીંયાગામનું ઇસ્તેસન ને આય હોમીનું પોલીસને સ્વાઢીન થવું એ બધું સું નાતક છે તે કંઇબી સમજ નહિ પરટી.

પીલાં-લેઓ આ હોરમસજી બા આવી લાગા-હમના બઢા ટાબ્લાનો પરડો ઉચકાસે ને સમજ પારસે.

નાજાં-મરી જાઉંરે ઓ વાય હોમી ટમારી પરઠી-ટમને જોઇને મારામાં જીવ આયો-હોમી, મને કેહો, સું બન્યું-

હોરમસજી-સાહેબજી પીલાંમાય, તમે બી થીક ટાઇમસર આવી પુગાં-ને જોની નાજાં ડીયર હું સું કેહું ! મને તો કંઇબી યાદ નથી. આય બધું નાતકની કાની સું બની ગીયું તે કંઇજ યાદ નથી. એટલું જાનું ચ કે મીયાં-ગામની પોલીસે મને સાબાસી આપી છોરી મેલીયો ને જાહેરસભામાં એક સેથીયાએ આય જો દસ હજારનો ચેક ઇનામ આપીયો-

મહેતાજી-સલામ સાબ, ખુશખબરસે આ તમને જીવતા જોઇ મારી આંતરડી ઠરી કે હાશ મારી નોકરી તો બચી ગઇ ને નાજાં બાઇસાબ, મારાં ઘરવાળાં પણ

ઇમખીમ જીવતાં પાસાં આવ્યાં સે, ને ઇ તો કહે મીયાં-ગામના કેશ્રણ પાહે એક પારસીએ હાંકળ ખેંસી ગાડી ઉભી રાખી'તી તે ગાડમાહતર ને અંજીનવાળો બેઇ એની હારે બાઝ'તા. આઇથી ગાડી પાસી હાલી.

નાજાં—આ બદું સું થાયચ? મને તો કસી સમજ નહિ પરટી.

પીલાં—મહેટાજી, ટમે જાઓ વેકો. એક છાપું લઇ આવો જોઇએ.

(બુમ પડે છે.)

ટાઇમ્સ...ક્રોનીકલ...હેરલ્ડ...સમાચાર

પીલાં—લેઓ આય છાપામાં બધી હકીકત છે. સાંભલો નાજાંમાય:—

એક પારસીના ભૂલકણાપણાથી બચી ગયેલા

સેંકડો માણસના જાન

મીયાંગામના પૂલ પાસે ખુવારી થતી અટકી.

ગઇ કાલના સમાચાર પ્રમાણે જે ગુજરાત મેઇલ મીયાંગામ સ્ટેશન વટી ગઇ હતી અને તુટેલા પૂલ તરફ ધમ ધમ કરતી દોડી જતી હતી, તે એક પારસીની ભૂલથી બરોબર તુટેલા પૂલ પાસે આવીને અટકી હતી અને તેથી સેંકડો માણસોના જાન બચવા પામ્યા હતા. તપાસ પરથી માલુમ પડે છે કે તે પારસી બાવાને મીંયાગામ સ્ટેશન મુકયા પછી યાદ આવ્યું કે પોતે મીંયાગામ જનાર છે

અને તે સ્ટેશન તો પાછળ રહી ગયેલું હોવાથી તેમણે હાંફળા ફાંફળા ઉઠી સાંકળ ખેંચી ને ગાડી ઉભી રહી. એંજીન ડ્રાઇવર અને ગાર્ડે એ પારસી બાવાની જડતી લેવા માંડી ને શા માટે સાંકળ ખેંચી તે માટે સખત ખબર લીધી. પણ તે બીચારાઓને ખબર ન્હોતી કે એંજીનથી બરોબર એક ફુટ દુર તે તુટેલો પૂલ માણસોના જાનનો ભુખ્યો થઇ ડોળા કકડાવી ઉભો હતો ! રેલ્વે અમલદારોએ તેને મીયાંગામની પોલીસને સ્વાધીન કરવા નિશ્ચય કર્યો ને ટ્રેન પાછી ફરી. મીયાંગામ ગાડી આવી લાગતાં તેમને પોલીસને સ્વાધીન કરવામાં આવ્યા ને તેમને મીયાંગામમાં શું કામ હતું તે પૂછવામાં આવ્યુ. પરંતુ તેની બી તેમને યાદ નહિ હોવાથી તેમણે મુંબઇ તાર કર્યો. બીજી બાજુ સ્ટેશન માસ્તરે આ ચમત્કારી બચાવથી અજબ થઈ રેલ્વે અમલદારોને વધાવી લેતાં તુટેલા પુલની હકીકત જણાવી. એ હકીકત સાંભળી ટ્રેનમાંના એક કરોડપતિ શેઠીઆ પોતે પારસીની ભૂલથી જ બચી ગયા એમ માની તેમણે આ ભૂલકણા પારસીને મીયાંગામપર મુસાફરોનો મેલાવડો કરી ૧૦ હજારનું ઇનામ આપ્યું અને પોલીસ પાસેથી છોડાવ્યા. ખરેખર ભુલકણાપણું એ કોઇવાર તો આશીર્વાદ સમાન છે.'

બીલાં–લેઓ નાજાંમાય, આ કુલ હકીકત સમજીયા ?

નાજાં–ઓ માય કેવા ખુશાલ ખબર ? હોમી ડીયર, પેલી ડાયરી ફેંકી ડેજો. આપરે હવે કંઇબી નોંધવું નથી ગમે તેટલું ભુલસો તોબી ચાલસે.

મહેતાજી—તાણે તો મારાં ઘરવાળાંને આ સાહેબે બસાવ્યા ઇમજને ? વાહરે મારા ભૂલકણાં શેઠ. હું બાયડી હોત તો તમારા દુઃખણા લેત—

હોરમસજી—ચાલો પીલાંમાય, આ ખુશાલીના બનાવની ખુશાલીમાં એક ગાયન ગાઓ—

પીલાં—ઘની જ ખુશીથી, હોરમસજીમા—લેઓ સાંભલો.

### ગઝલ

સુનો સૌ ખલકના વાસી ટમારાં કામ ભુલટા ના
ટમારી યાડશકિટને સુઢારી કામ ભુલટા ના
છટાં હૈયું ફુટેલું હોય ટો એક ડાયરી લેજો
બઘાયે વાયડા નોંઢી વખતસર કામ ભુલટા ના
આ હોરમસજી તણું હૈયું ફુટેલું હોય તો શાણા
જગટનું હિટ કરનારી ભુલો કરવાનું ભુલટા ના
બીજાની ભુલ જોવામાં ટમારી ભુલ ભુલટા ના
બહું આ ફાર્સ ભુલજો પન શિખામન મારી ભુલટા ના

# બા, બાપા ને બુધીઓ !

## ( *Pa, Ma & Sonny* ! )

મુંબઇમાં એક કુટુંબ હતું. તેનું નામ આપણે 'ઘસા-ચલો રૂપીઓ' પાડીએ; કારણ કે તે વટાવવા જઇએ તો તેના સાડા આઠ આના ને એકપાઇ ઉપજે, એટલાં કીંમતી તેમાં ત્રણ નંગ હતાં !

નંગ ૧ લું: **બાપાજી** યાને અડધો રૂપીઓ ! ઉર્ફે ધંધાનો કીડો.

ટુંકુ પરિચય: તેમનું બધું ધ્યાન માત્ર ધંધામાં અને રૂપીઆ ગણવામાં હતું.

વધુ ઓળખાણ : ધંધો કાપડનો હતો. ખાદીએ તેમના ધંધામા મંદી આણી; એટલે પચાસ ટકા ધંધો ચાલતો, એટલે જ તેઓશ્રી અડધા રૂપીઆ ગણાતા હતા. પ્રભુએ દિવસના ૨૪ કલાક ઘડેલા, પણ તેઓશ્રી પાછલી રાતે એક કલાક વ્હેલા ઉઠીને પચીસ કલાક કામ કરતાં છતાંય તે એટલો ઓછો વખત લાગતો કે તે માટે પ્રભુપર ડામીજીનો દાવો નોંધાવવા વિચાર કરી રહ્યા હતા; પરંતુ ધંધાના વિચારમાં એ વિચાર કરવાની તેમને ફુરસદ મળતી ન્હોતી ! એમને ડોકામરડી ગલીમાં મોટી મીલ ઉભી કરીને કણબી-વાડના કાર્નેગી થવાની લગની લાગી છે.

નંગ ૨ જું : **બા** યાને એક પાઇ ! ઉર્ફે ઘરમનું પુંછડું.

ટુંક પરિચય : તેમનુ બધું ધ્યાન ધર્મનીમમાં હતું.

વધુ ઓળખાણ : તેમની કીંમત એક પાઈ એટલા માટે કે તે દરેક ધર્મદાનમાં એક પાઈથી વધુ ખરચ કરતાં ન્હોતાં ! એક દિવસમાં કુલ ચાર પાઈની બાદશાહી સખાવત કરતાં. એક પાઈનુ ગાયને ઘાસ નંખાવતાં, એક પાઈ મંદિરમાં મુકતાં, એક પાઇ લૂલાં–લંગડાંને આપતાં અને એક પાઈ ખોઇ નાખતાં ! તે તેત્રીસ કરોડ દેવોને માનતાં હતાં. પણ ઇશ્વરે બે જ પગ આપેલા હોવાથી દિવસમાં ૭ મંદિરે જતાં, ૭ વાર હાથ જોડતાં, પાંચ વાર પ્રદક્ષિણા ફરતાં, ૪ પાઈ ધર્માદો કરતાં. ત્રણ મહારાજને ગુરૂ માનતાં, બે વાર ફરાળ કરીને એકવાર એકટાણું કરતાં ! જેમ માણસો લીફ્ટમાં બેસીને ઉપર જાય છે, તેમ તેઓશ્રી સદેહે વિમાનમાં બેસીને દેવલોકમાં જવાની આશાપર જીવી રહ્યાં છે.

નંગ ૩ જું: બુધીયો યાને એક ઢબ્બુ ! ઉર્ફે ઘોકાબાજ બારકસ.

ટુંક પરિચય : તેમનું બધું ધ્યાન રમતગમતની ધમાધમમાં.

વધુ ઓળખાણ : આ ભાઈ પેલા બા બાપાના ચિરણ્જીવી કંદોરાના પહેરનાર હતા. ઉમ્મર વર્ષ ૨૧, માસ ૩ા, દિવસ ૧૫, કલાક ૨, મીનીટ ૩ ને ૪ સેકંડ. અંગ્રેજી ત્રણ ભણીને ભણતરને તેમણે ફારગતી આપેલી. હાલ લખોટાથી માંડીને બોલબેટ સુધીની બધી રમતોમાં આગળ પડતો ભાગ લે છે. તેઓશ્રી વિલાયતની ઘોકાથી જ અંગ્રેજોને

હિંદમાંથી 'આઉટ' કરીને સ્વરાજ મેળવી શકાશે એવા મતના હોવાથી હાલ ક્રીકેટની જબ્બરજસ્ત પ્રેકટીસ કરી રહ્યા છે. આવતી કાલે નાયડુ ને પરમદહાડે ચંદારાણા થવાની આશા રાખે છે.

શયનગૃહમાં સવારે

તેમનો રોજનો સંસાર આ પ્રમાણે છેઃ—

બાપાજી ઉંઘમાંથી ઉઠે છે ત્યારે બા ઠાકોરસેવા કરી રહ્યાં છે. ઘરમાં જેમતેમ પડયું છે. બુધીઓ બેટપર તેલ લગાવી રહ્યા છે. બાપાજીએ કપડાં પહેરતાં કહ્યુઃ 'લે હવે મુક તારા ઠાકોરજીને. ચાહ કરી આપતી હોય તો લાવ ઝટ; મારે દુકાનનો વખત થાય છે. સવારમાં જે થોડો વકરો થયો તે ખરો.'

બા—તમને ધંધા સિવાય બીજો ધંધો શું છે? મારા ઠાકોરજીની કૃપાથી તો રળી ખાઓ છો. શી એટલી બધી ધાડ આવી છે? જરા નિરાંતે દાતણપાણી કરો....બાયડી સાથે બે ઘડી વાત કરો....નિરાંતે ચાહ પીઓ....

બાપાજી—આ બધું ભાષણ મારવાડી વિદ્યાલયમાં કામનું. દુકાનપર આવું ભાષણ કરે તો ઘરાક તરત એક વાર ખરીદે....મને વખત નથી. હું હોટલમાં પી લઈશ.

બુધીઓ બાપાજી જાય ત્યાં સુધી ગોદડામાં ઉંઘવાનો ડોળ કરી ગુપચુપ બેટ પર તેલ માલીસ કર્યા કરે છે.

રસોડામાં બપોરે

બા એક હાથે રોટલી વણી બીજે હાથે માળા ફેરવતાં 'શ્રીરામ શ્રીરામ' બોલતી જાય છે.

બાપાજી જમવા બેઠા છે, પણ ખોળા પર નામાનો ચોપડો રાખી ઉઘરાણીના લીસ્ટમાં દેણદારોનાં નામ ગણે છે.

બુધીઓ, બા-બાપાની નજર ચુકાવી બટેટા-વેંગણના શાકમાંથી બટેટા વીણી ભીંત તરફ ઓવરહેન્ડ બોલ કરતો હોય તેમ એક પછી એક ફેંકે છે.

સાંજે

દુકાને-બાપાજી કાપડના તાકા પર તાકા ગ્રાહકો સમક્ષ રજુ કરે છે. બધા ઘરાકો માત્ર જોવાવાળા જ હતા.

મદિરે-ગડદીમાં ધક્કામુક્કી ખાતી બા જે....જે અને જેશીકરસન કરતી ભટકે છે.

મેદાનમાં-કનૈયો કુંવર બુધીઓ પગમાં લેગગાર્ડસને બદલે ઓસીકાં ને માથે ઝવેરી કેપમાં તડકાથી બચાવે તે રીતે કપાળ પાસે લટકતો કાગળ મુકી ક્રીકેટ રમે છે. બોલ ને ટોપી બે ઉડતાં આવે છે, તેમાં ટોપીને ફટકો લગાવે છે. પાટીયા પર '૦૦૧' સેન્ચુરી રન ચઢે છે!

એક દિવસ દેશમાંથી કાકા મે'માન તરીકે આવે છે.

કાકો ગાડીમાંથી ઉતરે છે. ઘરમાંથી બાપો દુકાને જવાની ઉતાવળમાં બ્હાર નીકળે છે. કાકાએ કહ્યું:- 'કેમ અઇલા મારો કાગળ મળેલો કે? સામે સ્ટેશનપર કેમ ની આવો? તારૂં ઘર શોધતાં તો ગાડીને પરસેવો ઉતઇરો! કહાંનો કહાં કરાપીટ માર્કીટમાં કોલાબા ગલીમાં રહેવા આઇવો?

બાપા—નાનાભાઇ, કાગળ તો ત્રણ દિવસનો મળેલો, પણ ધંધાને લીધે વાંચવાની ફુરસદ હજી સુધી ન મળી. તમે જાઓ ઘરમાં; તમારી ભાભી છે. હું જરા દુકાને જાઉં છું. ( બાપો ગયો.)

સામેથી બા નીકળીઃ આવો આવો નાનાભાઇ! કેમ મઝામાં છો ને? જરા સામાન બામાન ઘરમાં મુકાવો. ઘરમાં બુધીઓ છે. આ હું હમણા મંગળાનાં દર્શન કરીને આવી. ( બા ચાલી. )

ખભાપર બેટ લઈને બુધીઓ નીકળ્યો. એ તો આવતી આફતને બારીમાંથી જોઈ રહેલો, એટલે તેને દૂર કરવા નજર ચુકાવી ચાલ્યો. કાકા ઘરમાં ઘુસ્યા. ઘડીયાળમાં આઠ વાગેલા. 'સામાન મુકી બેઠા. પણ ઘરમાં મેમાનગતી કરવા કોઇ ન મળે. બેઠા. ઉઠયા. આંટા માર્યા. વળી બેઠા. ૧૨ વાગ્યા. બગાસાં આવ્યાં. હજી સુધી રાંધનારનું ઠેકાણું ન્હોતું ત્યાં ખાવાનું કયાંથી હોય ? કાકા ભૂખના માર્યા ઉંઘી ગયા ! તે જ રાતે છેડાયલા કાકાએ સાંજની ટ્રેન પકડી મુંબઇ છોડયું, ને દેશ તરફ પ્રયાણ કર્યું.

દેશમાંઃ ઝુંપડાની ઓસરીમાં આરામચેર પર દાદા 'હિંદુસંસાર' નામની ચોપડી વાંચી રહ્યા છે. કાકો આવે છે. દાદાને ચોપડી વાંચતા જોઈ હસે છે, ને કુટુંબના ચારે જણને અક્કલના ઓથમીર માને છે. દાદાએ પુછયું: 'કેમ નાના, મુંબઈ જઈને એક દિવસમાં પાછો આવતો રહ્યો ?'

કાકો બધી વાત કરે છે ને ઉમેરે છેઃ—

શું કપાળ રહે ? તમારા આખા કુટુંબમાં તમારા ચારે જણના રાગ જુદા ! એક ધંધાનો કીડો, બીજાનું પુંછડું, ત્રીજો ધોકાબાજ ને તમે ચોપડીબાજ ! બધું અંધેર છે અંધેર. તમારા હાથમાં આ વખતે માળા જોઇએ ત્યારે માળા રહી ભાભીના હાથમાં. ભાભીના હાથમાં લુગડાં ધોવાનો ધોકો જોઈએ ત્યારે તે રહ્યો બુધીઆના હાથમાં. બુધીઆના હાથમાં દુકાનનાં ગજ કાતર ને કલમ જોઇએ ત્યારે તે રહ્યું સાઈના હાથમાં, ને ભાઇના હાથમાં નિરાંતની ચોપડી જોઈએ તે રહી તમારા હાથમાં ! મને તો તમારા કુટુંબના મગજોમાં—'

દાદો—નાના, ઘરડાંઓએ ભક્તિ કરવી તે જ્ઞાન માટે અને જ્ઞાન તે મોક્ષ માટે; મોક્ષ એટલે સ્વર્ગે જવું.તે. મારે મતે સ્વર્ગ અને નર્ક બધુ પૃથ્વી પર જ છે અને તે વિદ્યા સાહિત્યના વાંચનથી જ્ઞાન મેળવીને અંહીને અંહી ખડું કરી શકાય. એકલી માળા ફેરવવાથી કંઇ દિવસ વળતો નથી. જ્ઞાનનો ઉપયોગ કરવો એમાં જ સાચું મનુષ્ય-કર્તવ્ય અને દેવ જેવા થવું એમાં જ સાચી ભક્તિ છે.

કાકો—તો તમારી ચોપડીમાં એટલું બધું જ્ઞાનબળ હોય તો સુધારોને તમારા જ દીકરાનો સંસાર. એને ગૃહસ્થ બનાવો, ભાભીને ગૃહિણી બનાવો ને બુધીઆને ધંધાદારી બનાવો તો માનું કે ભકિત કરતાં વિદ્યા ચઢે.

દાદો—કબુલ છે. આજથી એક માસમાં તને જ્ઞાનનો ચમત્કાર બતાવું.

કાકો—તો મારે પાંચ રૂપીઆ મંદિરે ભેટ ધરવા.

દાદો–નહિ તો મારે પાંચ રૂપીઆ નડીયાદ અનાથાશ્રમને દેવા.

કાકો–'લાગી'

દાદો–'લાગી ત્યારે,'

## શરત લાગી !

દાદો મુંબઈ આવવા ઉપડે છે.

સાંજના ચાર વાગ્યા છે.

ઘરમાં બા મોટા ચકચકતા છરાથી બટેટા સમારે છે. સમારતાં પહેલાં એક બટેટાની પૂજા કરે છે, બાપા એક ખુણામાં નામું લખે છે. નામું લખતાં લખતાં છરા તરફ નજર જાય છે, ધાક ખાઇ જાય છે, નામામાં ધ્યાન પડતું નથી અને ચારે બાજુએ છરાનો ચકચકાટ:જ દેખાય છે–છરા જ દેખાય છે.

બુધીઓ બ્હાર ઓટલાપર તાવીથો ને બટેટું લઇ ક્રીકેટ રમે છે. સ્ટેશનપર ડોસાને તેડવા માટે કોણ જાય, એ માટે તકરાર સળગી છે. બા કહે છે: 'મારે તો શયનના દર્શને જવું છે–પાંચની ગાડીએ ડોસા આવે છે, તે જજો તેડવા.' બાપો કહે છે: 'આજે મરઘાભાઇ મરી ગયેલા હોવાથી માર્કીટ બંધ છે; તેથી કંઇ મારો ધંધો બંધ ન પડે. આ નામું લખીને હમણાં જ ઘરાકોમાં કાપડની ગાંસડી બાંધીને ફેરી કરવા જાઉંછું. તું જાજે. કોઇક દિવસ દર્શન ચુકાય તો ઠાકોરજી ગુસ્સે નહિ થઇ જાય.'

બા કહે–'તો કોઇક દિવસ ધંધો નહિ થાય તો ક્યાં

ભુખે મરી જાઓ તેમ છો? બાપ તમારો છે, કંઈ મારો નથી. ગરજ હોય તો જાજો.'

બાપો–'પણ ઘડીઆળ ચાલતી નથી ને બંધ પડી ગઈ છે, તે પાંચ વાગ્યાની શી ખબર પડે?'

નાનો અને ડોસો સ્ટેશન પર ઉતરે છે, પણ કોઇને ન જોવાથી ઘેર આવે છે. એટલા પર બુધિયાને રમતો જુએ છે. બુધિયાનું બટેટું ડોસાના કપાળપર વાગે છે, ડોસો રમતીયાળ છોકરો જોઈ કપાળ કુટે છે. ઉપલા શબ્દો બોલાય છે, ત્યારે ઘરમાં દાખલ થાય છે. ડોસો ને નાનો સાંભળે છે:—

બાપો–(આગળ બોલે છે) 'તારા ઘરમનીમમાં ઘડીઆળને ચાવી પણ તેં નથી દીધી. ગાડી પર કેમ કરીને જવું?'

બા–'તે તમને ચાવી દેતાં શું ઘા વાગતા હતા? તમારે એક ધંધો ભલો ને તમે ભલા. હું મારા પવિત્ર હાથે મશીનને શેની અડકું? એટલી ચાવી દેવામાં હાથ વાપરૂં તેના કરતાં માળા ફેરવવામાં હાથ વાપરૂં તો મારા મનખ્યા દેહનું કલ્યાણ તો થાય.'

બાપ–'ઘરની મેનેજર તું છે ને ઘડીયાલ ઘરમાં છે; એટલે તે કામ તારૂં છે, મારૂં નથી, સમજી? હું ચાવી દઉં તેના કરતાં એટલું નામું લખું તો નફો વધારે થાય ને?'

બા–'તમને નફાની લાગી છે!'

બાપ–'તને ધર્મની લાગી છે.'

બા—ખબરદાર! મારા ઘરમને કાંઇપણ કીધું છે તો! ડોસો આવવાનો હશે તો આવશે, નહિ તો ચુલામાં—

નાનો ડોસાની સ્થિતિ પર હસે છે.

ડોસાને જોઇ બન્ને ચાટ પડે છે.

ડોસો કહે—શાબાશ વીસમી સદીની સતિ અને શાબાશ છે તને—ઓ વીસમી સદીના શ્રવણ! બેઈ જણાએ ધંધો તો સરસ ગાંડયો છે!

બન્ને ડોસાનો સામાન ચુપચુપ લઇ તેની સેવામાં ઉભા રહેવા તત્પર થાય છે. બા શાકનો છરો એક નાની પેટીમાં મુકી પેટી ખાટલા નીચે મુકે છે.

બા—સસરાજી ટ્રંકમાં શું લાવ્યા છો?

ત્યાં તો બુધીઓ ટ્રંક ખોલે છે ને અંદરથી એકલી ચોપડીઓ નીકળે છે.

બાપો—હું તો સમજ્યો કંઈ જુની ઉઘરાણીના ચોપડા હશે.

બા—હું સમજી કંઇ મથુરાજીની કંઠી ને ગોપીચંદન હશે.

બુધિયો—આમાં નવો બોલ તો એકે નથી.

બા—બાપા—ડોસાને ઘરડે ઘડપણ આ લત વળી કયાંથી લાગી?

ડોસો—અરે અજ્ઞાની જીવો, તમે બન્નેએ કુટુંબનું નામ બોળ્યું છે. એ ચોપડીઓમાં જ તમારૂં ભવિષ્ય સમાયલું છે.

બાપો કપડાં પહેરે છે: 'ઠીક, લ્યો બાપા, જરા પાણી બાણી પીઓ, ઠંડા થાઓ. ભવિષ્યકાળ તો ઠીક, બાકી

હમણાં જરા ભૂતકાળના દેણદારો પાસે ઉઘરાણી કરીને આવું છું.

બા પણ કપડાં પહેરે છેઃ 'સસરાજી, આ હમણાં દર્શન કરીને આવી. જરા બુધીઆ સાથે રમજો.'

બુધીઓ બારી પાસે ઉભો હતો, તેને એના દોસ્દારો સીસોટી મારી બોલાવે છે; એ છાનોમાનો જાય છે.

ડોસો કપાળ કુટે છેઃ 'આ સંસાર તે કેમ સુધારવો?'

નાનો–ચોપડીઓ વાંચીને નહિ, પણ માથામાં છુટી મારીને.

ડોસો–(ટેબલ પર એક હળદરનું પડીકું જોઇ તેનો કાગળ વાંચવા જતાં બોલે છે) નાના, હજી એક મહિનો છે; ઉતાવળો ના થા. (ડોસો પેલો કાગળ વાંચે છે.)

૧૫૮] હિંદુસંસાર માસિક ૭–૪–૧૯૨૮

## વાંચકોના

સુખ દુઃખના સવાલ જવાબઃ
તમારી નાની મોટી દરેક મુંઝવણ માટે
અહીં તંત્રીને પૂછો.

**સ્થળઃ**

હિંદુસંસારના તંત્રીની ઓફીસ. રાતે આઠ વાગે

દુબળો પાતળો તંત્રી આખી 'દુનીઆની ફીકર કરતો બેઠો છે. સામે એક ગૃહસ્થ બેઠો છે. તે એક સીનેમા ફીલમ કંપનીનો માલીક છે.

માલીક–તમારી વાત ખરી છે કે આજકાલની દેશી ફીલમોમાં નાટકીય તત્વ ઓછું છે. અંગ્રેજી નકલ છે, પરંતુ લોકો તેને જ વધાવે છે તેનું કેમ ? સામાજીક ફીલમો હું પોતે રજુ કરવા તૈયાર છું, પણ વાર્તાઓ કયાં છે ?

તંત્રી–વાર્તાઓ આપણી નજર પાસે આપણા ઘર પાસે, ઘેરઘેર બનતી હોય છે ! હું તો કહું છું કે દરેક માણસનો સંસાર એક નાનકડી વાર્તા છે ને તમે ધારો તો દરેક સંસારમાંથી એકેક સ્ટોરી ઉપાડી શકો.

માલીક–મને તો કયાંય નથી જણાતી—

ડોસો આવે છે. ડોસો બધી વાત રજુ કરી તેમની સલાહ માગે છે. તંત્રી ( માલીકને ) કહે છે: લ્યો આ ફીલમ માટેની સ્ટોરી તમારે ઘેર દોડતી આવે છે.

બન્ને હસે છે.

તંત્રી–મુંઝાશો નહિ. તમારા દીકરાનો સંસાર સુધારવા માટેની યોજના હમણાં જ ઘડી કાઢીએ છીએ. સેવાધર્મ એ તો અમારો ધંધો છે.

દરમ્યાન ઘેર:–

બાપ ખાટલા પર સુતો છે, પણ એનો પેલો બટેટા છોલતો ચપ્પુ નજર પાસેથી ખસતો નથી. એને ખુબ ભય લાગે છે. એક બાજુ કાપડની દુકાન દેખાય છે–ઘરાકો દેખાય છે, પણ તે બધાની વચ્ચે પેલો છરો નજરે ચઢે છે. બાને ઉંઘમાં તેત્રીસ કરોડ દેવો દેખાય છે ને બુધીયાને ઉંઘમાં કવોડ્રંગ્યુલર મેચ દેખાય છે.

બાપો બાને જગાડે છે ને કહે છેઃ—

"સાંભળ્યું ? સાંજે તું બટેટા છોલતી હતી તે છરો ક્યાં મુકયો ?

બા–ક્યાં તે વળી પેટીમાં !

બાપ–ને પેટી ક્યાં મુકી ?

બા–તમારા ખાટલા નીચે.

બાપો ખાટલા પરથી છલાંગ મારીને કુદે છે ને કહે છે: અરે અભાગણી ! જો ખાટલો તુટે ને પેટી ફાટે ને છરો ઉભો થાય તો આ બુધીઆનો બાપ કેમ કરી બચે ?'

દરમ્યાન તંત્રી, ડોસો, ને ફીલમ કંપનીનો માલેક યોજના ઘડી રાખે છે ને ડોસો રાજી થઈ ઘેર આવે છે. ઘરમાં દાખલ થતાં ઉપલું ફારસ જુવે છે. ડોસો વળી કપાળ કુટીને સુઇ જાય છે.

## ફીલમ કંપની:

ફીલમ કંપનીનો માલિક ઉપલી વાર્તાનાં દશ્યો ઉતારે છે અને પછી પોતાના ત્રણ એકટરોને જરૂરી સૂચના આપી કહે છેઃ–

નં. ૧ નેઃ–'જો તને સોંપ્યો બાપાજી (નં. ૨ ને):–તને સોંપી બા. અને (નં. ૩ એક ખુબસુરત યુવકને):–અને તને સોંપ્યો બુધીઓ–આબાદ ખેલ ભજવજો.' ત્રણે જાય છે ને નવા ડ્રેસો પહેરી એક જણ ગૃહસ્થ બને છે, બીજો ભક્તાણી બને છે ને ત્રીજો એક નિશાળે ભણતી એક સુંદર છોકરી બને છે.

**દુકાન પર.** બાપો ધંધો કરી રહ્યો છે ત્યાં ગૃહસ્થ આવી ઘરાક તરીકે કાપડ જોવા માંગે છે. એક કાપડ તે ધારીધારીને જુવે છે. બાપાજી કહે છે:–

'તેમાં તો જોવાનું જ નથી. સો ટચનો માલ છે. મારા બુધીયાની બાને હું એ પહેરાવું છું.'

ઘરાક ચમકે છે: બુધીઆની બા ?? એ તમારી વહુ છે ?

પેલાએ ચમકનું કારણ પુછ્યું. ઘરાકે કહ્યું:–ઘણી ખાનગી વાત છે, તમે નહિ માનો. પેલાએ આગ્રહ કર્યો. આખરે ઘરાકે કહ્યું:–

'તમે એને મંદિરે મંદિરે ભટકવા દ્યો તે ઠીક નથી. તમે અંહી ધંધામાં પડી રહો છો પણ તે તો મંદિરમાંથી બારોબાર એક પ્રેમીને ત્યાં બપોર વિતાવે છે. તેનું નામ પણ કહું (કાનમાં કહે છે) ખાત્રી ન થતી હોય તો હમણાં જ ઘેર જઇ તપાસ કરો.'

બાપોજી આભો બનીને તાકા જેમ તેમ નાંખી પાઘડી ચડાવી, ઘર તરફ જાય છે. પેલો કહે છે:–

'હવે હું સાંજે આવીશ. હું જુઠો હોઉં તો તમારૂં ખાસડું ને મારૂં માથું.'

**બીજી બાજુ:** ( મંદિરના દરવાજા પર )

બા સાથે એક બાયડી અથડાય છે ને પડી જાય છે. બા તેને ઉઠાડે છે ને જેશ્રીકૃષ્ણ બ્હેન, જેશ્રીકૃષ્ણ કહી માફી માગે છે. પેલી બાયડી કહે છે:—

'હશે, બેન ! એ તો ઠાકોરજીનાં દર્શન કરવા આવીએ તો બધાંય દુઃખો વેઠવાં પડે. આ તો શું દુઃખ છે, પણ એક બુધીઆની મા નામની બાઈ છે, તે તો સાંભળ્યા પ્રમાણે ધર્મ ખાતર કેટલુંય વેઠે છે. તેનો ધણી તો બપોરે બીજી બાયડીને ઘરમાં ઘાલે છે, છતાં બુધીઆની બા બીચારૂં લાખ રૂપીઆનું ને પ્રભુનું માણસ—'

બુધીઆની બા–'તે તો હું જ.'

પેલી બાઇ કહે છે:—

'મેં નજરો નજર જોયું છે કે તમે મંદિરમાં રોજ આવો છો, પણ તમારી ગેરહાજરીમાં તમારો વર ઘરમાં બીજી વંઠેલને ઘાલે છે ને મોજશોખ ઉડાવે છે. ખાત્રી ન થતી હોય તો હમણાં જ ઘેર પાછાં જઇ તપાસ કરો.'

'પણ ત્યાં એ પ્રમાણે હોય તો મારે શું કરવું ?'

'કંઇ નહિ, બ્હેન ! એ દુઃખ દુર કરવામાં મારા એક જોશી છે, તે બહુ હુંશીઆર છે. ચાલો ત્યાંથી સલાહ લઇને પછી જ તમારે ત્યાં જઈએ.' બન્ને જાય છે.

**ત્રીજી બાજુ:**

બુધીઓ બેટ લઇ રમવા જાય છે, ત્યાં રસ્તામાં એક નાજુક સુંદર છોકરી જોઇને મોહી પડે છે. છોકરી તેને લોભાવે છે. પેલો દોસ્તદારોને બનાવી તેમની પાસેથી સટકે છે. ને છોકરી પાસે પ્રેમ કરવા લાગે છે.

છોકરી–મારી સાથે તમે એક નિશાળીઆ શું જોઇને

પ્રેમ કરો છો ? તમને સ્વતંત્રતા ન હોય ત્યાં મારા લાડકોડ કોણ પુરા કરે ? ને તમારૂં ધ્યાન આ બધી રમતમાં હોય ત્યાં મને લાડથી કોણ રમાડે ?

બુધીઓ—બાળા ! મારા બાપને કાપડનો ધંધો છે, પણ ધંધો બધો હું જ સંભાળું છું. ઘરમાં મારૂં જ ચાલે છે ને તમે જો મને સ્વીકારવાની હા પાડતાં હો તો આ બોલબેટને આજ છેલ્લા સલામ છે.

છોકરી—મને ખાત્રી કરવા હમણાં જ તમારે ત્યાં લઇ જાઓ. ( બુધીઓ લઇ જાય છે; કારણ કે તે જાણે છે કે ઘરમાં આ વખતે બા બાપા હોય જ નહિ ! બન્ને જાય છે.)

દરમ્યાન દુકાનેથી ઘેર આવતાં રસ્તામાં બુધીઆની બાને બીજી કોઈ બાઇ સાથે મંદિરને બદલે બીજે કયાંક જતાં બાપાજી જુએ છે. તે પાછળ જાય છે. જોષીનું પાટીયું વાંચીને બન્ને બાઇ ઉપર ચઢે છે.

જોષીને ત્યાં બન્ને બાઈ કેસ રજુ કરે છે. જોષી જાદુના બળે જાણી લઇને બુધીઆના બાપની રાખેલી બાઇનું વર્ણન કરતાં કહે છે: 'તમને મંગળાની અપદશા બેઠી છે. તે એક સોળ વરસની સુંદરી છે. તેનો ઉપાય એક જ છે, કે બુધીઆનો બાપ તમારાથી બ્હીયે છે અને જો તમે ૧૧ થી ૫ ઘરમાં જ બેસી રહો તો પછી એ બાઇ ઘરમાં આવતી અટકી જશે.'

બુધીઆની બા—'પણ મારે એ બપોરના છ કલાક કરવું શું ? મારી દેવપૂજા રખડે તેનું કેમ ?'

'પણ દેવ પૂજવા જતાં તમારા ઘરના દેવ બગડે છે તેનું કેમ ? ધીમે ધીમે ઘરની રાણી તે થશે ને તમને ઝાડુ મળશે. બીજું કામ ન સુઝે તો છેવટ રેંટીયો કાંતો ને તેના સુતરના વાઘા બનાવી ઠાકોરજીનાં કપડાં બનાવો. વખત પણ વીતશે ને દેશસેવા પણ થશે. જો એક મહિનો આમ નહિ કરો તો તમારૂં ભલું થાય તેમ નથી. અત્યારે બન્ને જણ ઘરમાં છે.

બુધીઆની બાને ગળે આ વાત ઉતરે છે. બન્ને બાઇ સંતોષ પામી નીચે ઉતરે છે.

બુધીઆનો બાપ ગુસ્સામાં ઘર તરફ જાય છે ને બોલે છેઃ 'રાંડ કયાં જવાની છે ? હમણાં ઘેર આવે, પછી એની વેતરણ કરૂં છું.'

ઘેર બુધીઓ છોકરી સાથે ખુબ ધમાચકડી કરે છે. ડોસો પોતાના ઓરડામાં નિરાંતે વાંચતો આ બધી ધમાલ જોઈ સંતોષ પામે છે. છોકરી થાકે છે ને આરામચેર પર પડે છે. બુધાઓ બારીએથી બાપાને અચાનક આવતો જુએ છે ને બ્હાર ભાગી જાય છે. બાપ ઘરમાં આવી પાછલી આરામચેર પર બેસી જાય છે. પાઘડી ફેંકે છે. પાસેના ટેબલપરના ચોપડા જોઈ ધિક્કારથી બંધાને ફેંકાફેંક કરે છેઃ–'આ દુષ્ટોએ જ મારૂં નખ્ખોદ વાળ્યું છે. ઘરમાં બાયડી પર દેખરેખ રાખી હોત તો આ વખત ન આવત.' આંખ મીચે છે. પાછળથી છોકરી ઉભી થઈ તેનું માથું પસવારે છે. તેને સારૂ લાગે છે. ઉંઘે છે. ઘરમાં બુધીઆની મા દાખલ થઇ આ જુવે છે.

બા કહે છે: 'રાંડ છપ્પરપગી જતી રહે. મારા ઘરમાં આવી તો તારો ટાંટીઓજ ભાંગી નાંખીશ. તેં નહિ, મેં એનો હાથ ઝાલ્યો છે.

છોકરી ચાલી જાય છે. બુધીઓ તેની પાછળ જાય છે.

બા કહે છે (મનમાં) 'હવે હું ઘર મુકીશ તો ઘરમાં પીટયાઓ મોજ કરશે ને ? આ બેઠી તેમના જીવ પર.'

માળ પરથી જુનો રેંટીઓ કાઢી કાંતવા બેસી જાય છે.

છોકરીને બુધીઓ કહે છેઃ 'ધાર કે એક માસમાં હું તને સાબીત કરી આપું કે ધંધો હું જ ચલાવું છું, માલીક હું જ છું, તો તું મારી થશે ? '

છોકરી–'તો હું તારી છું. લે વચન.' બુધીઓ ઘેર આવે છે. બેટ બોલ બધું બાળીને તાપણું કરે છે.

ઘરમાં આવે છે. બા બાપાને બેઠેલા જુવે છે.

બાપો (પેલી પેટીમાંથી છરો કાઢી પોતાના ધોતીયામાં સંતાડી) મનથી કહે છેઃ 'બસ બીજીવાર એ રાંડ જાય એટલી જ વાર છે; જો ત્યાં જ તેનું નાક કાપી ન નાંખું તો હું કાપડીઓ નહિ.'

બા: કેમ આજે દુકાને નથી જવું ?

બાપો (મનમાંઃ હંઅં, એટલે તું તારા પ્રેમીને ત્યાં મોજ કરવા જાય !) ના મારી તબીયત ઠીક નથી.

બુધીઓ આવે છેઃ સાંભળીને રાજી થાય છે.

'કંઇ નહીં', બાપાજી! લાવો ચાવી. હું જઇશ દુકાને.

તમે તબીયત સંભાળો. હમણાં હમણાં કલકત્તામાં કોલેરા ફાટી નીકળ્યો છે; વખતે મુંબઇમાં ચેપ લાગે.'

બાપને એટલું જ જોઇતું હતું. બુધીઓ દુકાને જાય છે ને ધંધે બેસી જાય છે.

બાપા—ને તારે આજે મંદિરે જવું નથી ?

બાઃ (મનમાંઃ એટલે પેલી રાંડ સાથે અંહી મોજ માણો!) 'ના....ના....મેં તો આ રેંટીયા પર ઠાકોરજીના વાઘા બનાવવાનું વ્રત લીધું છે.

ડોસો આ બધું જોઇ સંતોષ પામે છે.

<u>બીજે દીવસેઃ</u> બાપ ને બા બેઉ આખો દિવસ ઘેર જ રહે છે ને બુધીઓ દુકાને જાય છે. બા રેંટીયો કાંતે છે. બાપને બીજું કંઈ ગમતું નહિ હોવાથી ડોસાને મળે છે.

ડોસો—કેમ અલ્યા, હમણા હમણા ધંધા પર ધ્યાન ન રાખતાં ઘરમાં જ બાયડી પાસે બેસી રહે છે?

બાપો ડોસાની માફી માંગી બધી વાત કરે છે ને કહે છેઃ—

'આ બપોરે તેની પર ધ્યાન રાખવા ઘેર બેસી રહું છું. પણ કંઇ ગમતું નથી. શું કરૂં ?'

ડોસો—'ટ્રંકમાં બધી ચોપડીઓ ભરી છે, તે માંડ વાંચવા. વખત તો પસાર થશે!'

તે તેને ગમે છે.

બુધીઓ ડોસાની સલાહ લે છે.

'દાદા, રમત મુકી દઈશ, ધંધો સંભાળીશ, પણ એક શરતે અને તે પાળવાનું તમે વચન આપો તો.'

બુધીઓ પોતાની પ્રેમકથા કહે છે ને ઉમેરે છે: 'અમારે રોજ સાંજે મળવાના વાયદા છે, એટલે હું તો દુકાનને યુરોપીયનો માફક ૧૧ થી ૫ ચલાવવાનો, વાર તહેવાર પાળવાનો અને તેમ છતાં એક માસમાં સારો ધંધો કરી બતાવું તો તે છોકરી સાથે મારાં લગન કરાવી આપવાનું તમારે માથે.'

ડોસો–કબુલ

એક મહિનો આમ વીતે છે.

બુધીયાની બા નિરાંતે રેંટીયો કાંતે છે. તેમાં હવે તેને મોજ મળે છે. બુધીઆનો બાપ રોજ બપોરે ચોપડીઓ વાંચે છે. તેમાં તેને મોજ મળે છે. બુધીઓ દુકાને સ્વતંત્રતાથી ધંધો ચલાવી સાંજે છોકરી સાથે મોજ કરે છે. ડોસો આ બધાને સુખી જોઈ મોજ પામે છે. પણ બન્નેના દીલમાંથી હજી વ્હેમ ગયો નથી અને એક એક સામે ઘુરકા ઘુરકી કરે છે.

## બુધીઆનો જન્મદિવસ

ઘરમાં ડોસો પોતાના પાંચ મિત્રોને લઈ આવે છે. તેમાં એક તંત્રી, એક ફીલમ કંપનીનો માલીક ને ત્રણ એકટરો પોતપોતાના પાઠમાં. બા, બાપા ને બુધીઓ માંહોમાંહે મુંઝાય છે. બુધીઓ વડીલો પાસે પોતાના જન્મદિવસની ખુશાલીમાં છોકરીના હાથની માંગણી કરે છે. ડોસો કહે છે કે ફીલમ જોયા પછી. ફીલમ કંપનીવાળો પોતાનો નાનો સીનેમા સાથે લાવ્યો છે. ફીલમ બતાવાય

છે. ઉપલી જ સ્ટોરી! પ્રીલમ પુરી થાય છે. ત્રણે એકટરો પોતપોતાના પાઠો ઉતારી અસલ સ્વરૂપમાં રજુ થાય છે.

બા, બાપા ને બુધીઓ સમજે છે. છેડાય છે. હસે છે. ભેટે છે. બુધીઓ ખુણામાં જઇ રડે છે. તેને ડોસો દેશમાં તૈયાર રાખેલી કન્યા પરણાવવા હા કહી ફોટો બતાવે છે. બુધીઓ ગાંડો બને છે.

તંત્રીને ઈનામ અપાય છે. નાનો શરત હારે છે. પાંચ રૂપીઆ ધર્માદા પેટીમાં નંખાવે છે. બધા સુખી થાય છે.



# બુદ્ધિ વિરૂદ્ધ હૃદય

( પાંચ પ્રવેશનું પ્રહસન )

---

પાત્રો

**હીરાલાલ**–એક શ્રીમંત વિધુર

**લાલચંદ**–બુદ્ધિબળ પર જીવતો ૧૮ ગામનાં પાણી પી દુનીઆદારીમાં પારંગત થયેલો એક ઉસ્તાદ જુવાનીઓ.

**મીસ્ટર છોટમ**–બંગાળામાં પાસ થયેલો એક ચક્રમ ગુજરાતી ગ્રેજ્યુએટ.

**લીલા**–હીરાલાલની કેળવાયલી પુત્રી

**મીસ ઝેકોસ્લોવોકીયા**–એક વેશધારી મડમના લેબાશમાં લાલચંદ

## પ્રવેશ ૧ લો

( લાલચંદ ગાતો ગાતો આવે છે–હરિગીતની લયમાં )

લલ....લલ....લલ....લલ....

નાસી જવામાં માલ છે

યારો, ખીજાયલી મા પાસેથી, સોટી લઇ ઉભેલા માસ્તર પાસેથી, ગીલ્લી વાગતાં ખ્હાંચ ચઢાવનાર રાહદારી પાસેથી, હોસ્પીટલ દુર રાખવા નાસી જવામાં માલ છે.

**ગાયન**

ગામના ઘાલી રૂપૈયા ઘર ચણાવ્યાં દેશમાં
કોર્ટમાં કેસો વધે, નાસી જવામાં માલ છે.
ઝગડો થતો જોવા કદી રસ્તે જતાં ઉભા રહ્યા
આવી ચઢે પોલીસ તો નાસી જવામાં માલ છે.
ત્રીસની હોય નોકરી ખોયા હજારો રેસમાં
ઉઘરાણી લઇને શેઠની, નાસી જવામાં માલ છે.
જો પીઠામાં પેસતાં કોઈ ગાંધીનું માણસ જુવે
બોટલ છુપાવી કોટમાં નાસી જવામાં માલ છે.
નાટક નથી જોયું છતાં નાટક તણો કંપનો કર્યો
તળીયું બધું ઝાટક થતાં નાસી જવામાં માલ છે!

* * *

યારો, આજ સુધી તો નાસી જવામાં માલ જોયો, પણ મેલ કરવતીયા કરવત કે આખર મોચીડાનો મોચી: આ પગ બીચારા શું કરે જ્યાં જમીન બધી પોચી? સેવકે લંડનથી કાગળની હોડી ત્રણ વરસ સુધી નાકની ડાંડીએ સીધી હાંકી તો નીકળ્યો લંડન આગળ, જાણે ડેડલેટર પોસ્ટ ઓફીસથી પાછો ફરેલો કાગળ. નાસી જઇને કમાયો તે ઉભા રહીને ખોયું; ભોગ લાગ્યા મારા કે મેં પાછું વાળી જોયું! હવે આજથી મારો એ સિદ્ધાંત, મારો એ મુદ્રાલેખ એ વાસી ચાલ છે આજથી :આ મગજરૂપી દેશમાંથી સદંતર દેશનિકાલ છે; આજથી આ સેવકને બસ એક જ સિદ્ધાંત બહાલ છે, કે જ્યાં જ્યાં જાણુગે પોલ ત્યાં પેસી જવામાં માલ છે.

ટ્રેનમાં આવ્યા ઉભા ને બેસવાનું ના મળ્યું
કોઇ થુંકવા થાયે ઉભો બેસી જવામાં માલ છે.
જ્યાં માલ લાખેણો જણાયે માખ થઇને બમણું
જ્યાં જ્યાં મળે ગુંદર જરા, ચોંટી જવામાં માલ છે.
કોઈ આંગળી આપે તો પોંચો પકડવામાં માલ છે;
જ્યાં જ્યાં જણાયે પોલ ત્યાં પેસી જવામાં માલ છે!

હે પ્રભુ, કોઇ કીડીનું દર, કોઈ ઝાડની બખોલ, કોઇ ડુંગરની ગુફા, બતાવજે મારા નાથ!

મીસ્ટર શામળીયાજી, કરજો મારી સહાય રે
તમે ઓસ્ટીન મોટરમાં બેસીને વહેલા આવજો રે

. ( સામેથી માણસ આવતો જોઇ )

લ્યો, આ સામેથી કોઇ આવતું જણાય છે. પ્રભુએ મારી અર્જન્ટ પ્રાર્થનાનો ડબલ અર્જન્ટ જવાબ આપ્યો હોય એમ જણાય છે.

(છોટાલાલ હાથમાં ખાંડની કોથળી એવી રીતે વાંચતો વાંચતો આવે છે કે આગળથી ખાંડ વેરાતી જાય છે)

છોટમ (વાંચે છે)

ઠીંગણાશાસ્ત્ર : ( સ્વગત : હું ઇચ્છું છું કે આ લેખ સરસ હોય ) ( લેખક : અબ્દુલચંદ્ર ગોપાળખાન લંબુસ ) ઠીંગણા માણસો જન્મે છે ત્યારે દાતણની સોટી જેવા હોય છે. ( સ્વગત. હીયર....હીયર:) જેમ જેમ મોટા થાય છે તેમ તેમ બટેટાનું સ્વરૂપ લેતા જાય છે : લાલચંદ–વન્સમોર) ને આખરે પીધેલી સીગરેટના ઠુંઠા જેવા થઈ રહે છે.

(સ્વગત: શાબાશ, દોસ્ત! જબરો વિદ્વાન છે.) દરેક લાંબા માણસે અઠવાડીયામાં એક વાર ઠીંગણા થવાની પ્રેક્ટીસ કરવી જોઇએ. (છોટમ ઠીંગણાની ચાલ ચાલવા પ્રેકટીસ કરે છે.) (લાલ–તો વગર સાબુએ ઉઘડી જાય ! શું સરસ લેખ છે, વાહ આફ્રીન ! વારૂ સગી પછી ?) ઠીંગણાઓને મોટો ફાયદો એ છે કે એમને માથામાં આકાશ કદી પણ વાગતું નથી.

લાલ–(નહિ તો આકાશ કયાંક ભાગી જાત!)

છોટુ–હું ઇચ્છું છું કે હું સારી નોકરી પર હોત તો આ લેખકને ઇનામ આપત.

(ન્યુસબોય બુમ મારતો આવે છે)

'મુંબઇમાં આવેલી ભયંકર રેલ ! ડુબી ગયેલા ૩૭ રૂપીઆને ૧૪ આના! 'સાંજ વર્તમાન,' 'પ્રજામિત્ર–પારસી'

છોટમ, યુરોપીયન એટીકેટથી ન્યુઝબોયને સીસ્કારો કરી બોલાવી પોતાનું વીઝીટીંગ કાર્ડ આપે છે ને છાપું માગે છે.

ન્યુસ–સલામ સાબ, એ નહિ મંગતા ! એક આના.... એક આના.

છોટમ–અચ્છા એક આના દેગા, મગર ઉસ્મે નોકરી ચાકરી ખાલી હય, કયા ?

ન્યુઝ–હાં સાબ! ઓર ભાડે દેનેકા બી બાત હે.

છોટમ–(એક આનો કાઢવા જાય છે, પણ ખીસ્સાં ખાલી હોવાથી કહે છે) એક આના ? બહોત મેંઘા તુમારા છાપા, જાઓ નહિ મંગટા.

લાલ–હીકરો જેન્ટલમેન ભીખારી લાગે છે; નોકરીની શોધમાં નીકળેલો કોઈ ગ્રેજ્યુએટ લાગે છે. (પ્રકટ) એ છોકરા, એક કોપી દેઓ. (છોકરો આપે છે, ને બુમ મારતો જાય છે)

લાલ–ચાલો, એમની પહેલાં આપણે કોઈ નોકરી શોધીએ (છોટુ વચમાં માથું મુકી વાંચે છે) કેમ મીસ્ટર! જરા કંઇ એટીકેટ શીખ્યા છો કે?

છોટુ– હં જી. હું ઇચ્છું છું, કે આપ માફ કરશો. એ તો જરા નોકરીની જાહેરખબર જોતો હતો, હાજી સાહેબ.

લાલ–તમારૂં નામ ?

છોટુ–જી. આ માટીની કાયાને જગત મીસ્ટર છોટમ શીશીરચંદ્ર મુઝુમદાર B. A. (કલકત્તા યુનીવર્સીટી) એ નામથી ઓળખે છે. આય મારો કાર્ડ. હું ઇચ્છું છું કે આપનું નામ પણ આપ મને કહેશો.

લાલ–(સ્વગત) (મગજ બતાવી) નથી, ખરેખર નથી. (પ્રકટ) અચ્છા; મીસ્ટર હરખા, હાથ લાવો, આપણે બન્ને સરખા.

છોટુ–વોટ ડુ યુ મીન બાય મીસ્ટર હરખા ?

લાલા–ઓહ સોરી, મીસ્ટર છોટૂમ શીશીર મુઝુમ, હું બી ઇચ્છુ છું, કે મારૂં નામ લાલચંદ છે અને સેવક બી નોકરીનો ઉમેદવાર છે; તેની આપને જાણ થાય. માટે આપણે બન્ને સાથે નોકરીની જાહેરખબરો જોઇએ....

છોટુ–Exaotly ! ખાસ કરી લીલાઉથી વેચાણોની

પાસેજ હોય છે. હું ઇચ્છુ છું કે હવે આપ શ્રીમાન જાહેર-ખબરો વાંચવા કૃપા કરી મને આભારી કરશો.

લાલચંદ–(સ્વગત) આ તે માણુસ છે, કે બોલતો કાગળ? (પ્રકટ) સાંભળો–(વાંચે છે) વૈદ્ય શાસ્ત્રી મણીશંકર ગોવીંદજીની આતંક નિગ્રહ ગોળીઓ–મગજને આરામ, ધાતુપુષ્ટિ અને તાકાત માટે–

છોટુ–(પ્રકટ) ઓહોહો! મણીશંકરભાઇનો પણ લેખ છે આમાં?

લાલ–હા. એમના લેખ બધા છાપામાં આવે છે. તેમાં તેમનો લેખ તમને તો ખાસ લાગુ પડે છે. હવે ચાલો આગળ–(વાંચે છે) ડબલ્યુ ડબલ ઓ હીલ્સનું કાતર છાપ એગ્યુમીક્ષ્ચર! તાવ લાવવાની દવા. રીંછ એન્ડ સન્સનું હાથી છાપ પેન બામ; જેથી ગુમડાં ફાટી જાય છે, ઉધરસ ગુંગળાય છે. એક ચમચી લઇ રોટલી સાથે પી જવી. ભાવ એકદમ ઘટાડી નાખ્યા છે.

છોટુ–Excellent! મને રોટલીનું અનુપાન જ માફક આવે છે ને વળી હમણાં દવાખી સસ્તી થઇ છે, પણ શું કહું, કીસ્મતની કમનસીબી? દવા સસ્તી છે; ત્યારે કમબખત હું માંદો નથી! હું ઇચ્છું છું કે હું માંદો હોઉં.

લાલ–કંઇ નહિ; ઇશ્વર તમારી પ્રાર્થના સાંભળી તમને તાવ લાગુ પાડશે; પરંતુ ઉતાવળ ન કરો: નોકરીએ લાગો પછી તાવ ભલે આવે; જેથી ઘેર બેઠા બેઠા પગાર ને કરિયાતુ બન્ને નિરાંત જીવે ખાઈ શકાય!

છોટુ–Very nice. Beautiful idia ! ઓહ, હું ઈચ્છું છું કે આફ્રીકાનો હું રાજા હોઉં તો તમને જ મારા સલાહકાર બનાવું.

લાલ–ચાલો, હવે આગળ વધીએ. (વાંચે છે) શુદ્ધ બ્રાહ્મણીઆ પાણી છાપ પવિત્ર ઘાસલેટ. હિંદુસ્તાનમાં બનેલો માલ. સ્વદેશી હુન્નરનો નમુનો. એક વાર વાપરી ખાત્રી કરી જુઓ. વાપરવાની સૂચનાઃ બત્તીમાં કે સ્ટવમાં ઘાસલેટ પુર્યા પછી દીવાસળી ચાંપવાથી ઘાસલેટ તરત બળવા માંડશે.

છોટુ–અરર....મને આ સૂચનાની ખબર હોત તો કેવું સારૂં ? આજ સુધી હું ઘાસલેટ પૂર્યા વગર જ દીવાસળી ચાંપવાનો અખતરો કરી રહ્યો હતો; પરંતુ હવે જ મને સમજાય છે, કે મારો અખતરો આજ વીશ વર્ષથી કેમ નિષ્ફળ જાય છે ?

લાલ–તેમાં હું એક કીંમતી ઉમેરો કરૂં છું. આવા પવિત્ર ઘાસ્લેટ સાથે થોડું ઘી મીક્સ કરીને પુરવાથી હું ધારૂં છું, કે ધુમાડો નહિ થાય.

છોટુ–નહિ જી. ઘી ભેળસેળવાળું આવતું હોવાથી હું તો ઘાસ્લેટ સાથે શુદ્ધ બાવળનું લાકડું મીક્સ કરવા માગું છું; તેથી અલબત્ત ધુમાડો થશે, પરંતુ તે આંખને ફાયદાકારક છે, એમ હું જગતને સાબીત કરી આપીશ. હું ઇચ્છું છું કે તે દિવસ જલ્દી આવે.

લાલ–શાબાશ, મારા વિજ્ઞાની ભેજાં, એ બધું ખરૂં, પરંતુ નોકરી મળ્યા પછી કરજે.

છોટુ—માફ કરજો, મીસ્ટર લાલચંદ! આપણે નોકરી શોધવા જતાં બીજા રસ્તા પર ચડી ગયા છીએ. હવે હું ઈચ્છું છું કે તમે નોકરીની જાહેર ખબર જોશો.

લાલ—હાજી સાહેબ, બાબત એમ હતી કે નોકરીની જાહેરખબર 'આસપાસ ચોપાસ' બધી આવી જાહેરખબરો હોવાથી તે વાંચ્યા વગર ઉપાય નહિ હતો. જુઓ આ આવે છે નોકરીની જાહેર ખબર, સાંભળો: (વાંચે છે)

લાલ—(વાંચે છે) જોઈએ છે, લેડી ટાઇપીસ્ટ, બોક્ષ નં. ૧૦૧. જોઇએ છે, સેલ્સમેન. યુરોપીયન બાઈને પસંદગી. બોક્ષ નં. ૧૦૨. જોઈએ છે, દાળભાત શાક રાંધવા માટે રસોયણ, યુરોપીયન બૈરાંઓએ જ અરજી કરવી; બોક્ષ નં. ૧૦૩. અલ્યા છોટમ!

છોટુ—ભૂલ્યા, મી. લાલચંદ! મીસ્ટર છોટમ કહો.

લાલ—નખ્ખોદ ગયું! એકલું છોટમ બોલાઈ જવાય છે. માફ કરજો, સદ્‌ગૃહસ્થ! મીસ્ટર છોટમ! અહીં બધે ઠેકાણે બૈરાંઓની માગણી બહુ ફાટી નીકળી છે. શું કરવું ?

છોટુ—(નિઃશ્વાસ નાંખી) ઉ...ફ! હું બૈરૂં જન્મ્યો હોત તો ?

લાલ—તો મીસ છોટીદેવી નામ પડત. કંઇ ઝાઝો ફેર ન પડત.

છોટુ—પણ નોકરી તો મળત ને ?

લાલ—તેની શી ખાતરી ? તમે નહિ ને તમારી કોઇ મામી, માશી, કોઇ તમારા કરતાં વધારે સુંદર, વધારે

નખરે આજ હોત તો તમને નોકરી મળત આ.... (અંગુઠો બતાવી)

છોટુ–ગમે તેમ....મને દીકરી ન બનાવતાં દીકરો બનાવ્યો, એ મારા માબાપનો વાંક, આ જીંદગીમાં હું માફ નહિ કરૂં.

લાલ–સબુર....ઉતાવળા ન થાઓ. જુઓ આ નીચેથી એક નોકરીની જાહેરખબર ચાલી આવે છે–'ભાડે આપવાનું છે' એ મથાળા નીચે ભૂલમાં એ જાહેરખબર છપાઇ છે. હોશીયાર–ખબરદાર, સાંભળવા થા તૈયાર–( વાંચે છે )

જોઇએ છે, એક વિધવાની પ્રોપર્ટી સંભાળવા
માટે એક સુશિક્ષિત, હોંશીયાર સુંદર યુવક.
લખો : હીરાલાલ ફાધર્સ એન્ડ સન્સ,
કરાપીટ, મારકીટ પાસેના બંગલામાં.

છોટુ–હીરાલાલ ફાધર્સ એન્ડ સન્સ ? કરાપીટ મારકીટ પાસે ? ઓહ આઇ સી, મી. લાલચન્દ, હું ઇચ્છું છું કે ખુદાના શુક્રાના કરો.

લાલ–કાંય ! શું થાયચ સોરાબજી ?

છોટુ–મને ત્યાં ઓળખાણ છે. મી. હીરાલાલના વાઇફની છોકરી લીલાબેન મારી સાથે ભણતાં. નોકરી ૧૦૦ ટકા મળી સમજો.

લાલ–(સ્વગત) માર્યા ઠાર. આ ચકમ શું લાગવગ લગાડી પેસશે ને લાલચંદ માથે હાથ દઇને બેસશે ? અરે સુરજ બંગાળને બદલે જાપાનમાં ઉગે તોય નહિ બને, બસ નહિ બને.

છોટુ- શું નહિ બને ?

લાલ-ઓહ મારા હરિફ, મારે ને તારે નહિ બને... છાપું મારૂં હોવાથી નોકરીની ઉમેદવારીનો પહેલો હક્ક મારો છે, મીસ્ટર !

છોટુ-પણ તમે નહિ ફાવો મીસ્ટર. પહેલા જાઓ કે છેલ્લા, પણ વચમાં મોટી ફાંસ છે. આ ચકાસેલા ડોસા પાસે તદ્દન ઓછો ચાન્સ છે.

લાલ-ચકાસેલો ડોસો ?

છોટુ-હાજી, ચકાસેલો જ જોશો ! ૬૦ વરસ થઇ ગયાં તોબી બૈરૂં જોતાં ડોસાની 'કમર લચકાઇ જશે, મચકાઇ જશે....ઓહ સુજાણ રે'

લાલ-(સ્વગત) પકડાઇ છે પોલ. બસ, એ જ યુક્તિ બહાલ છે. ચતુર હોય તો ચેત, અહીં પેસી જવામાં માલ છે. (પ્રકટ) ચાલો, મીસ્ટર છોટમ ! આપણા બન્નેમાંથી ન પહેલો હું, ન પહેલો તું. ન અંજીન, ન ડબ્બો; બસ, બન્ને બળદીયા સાથે જ જઇએ. હું જમણો ને તું ડાબો; છે કબુલ ?

છોટુ-કબુલ, પણ હું ઇચ્છું છું, કે હું જરા દાઢી છોલાવી લઉં. તું આવ હેરકટીંગ સલુનમાં.

લાલ-પછી ત્યાંથી સાથે બન્ને બેસસું ઉમેદવારીના બલુનમાં. ઓલરાઇટ, જા જા દોડ, અસ્ત્રો ખોટી થાય છે. ( છોટુ જાય છે )

લાલ-(હસીને) આ બીચારો સોપો સ્વદેશી ખાંડ ખાય છે. શું ખબર કે ચકમ માટે નોકરીના દુકાળ છે ? જાણે પકડતાં પોલને બસ તેના જ બાપનો માલ છે.

ગાયન–૨

ઝુકતી હે દુનીઆ એ કોઈ ઝુકાને વાલા ચાહીએ,
રોજ પોલો શોધીએ તો કોઇક દહાડો ફાવીએ.
ઉલ્લુ આવા શોધવામાં ફાયદો રહે છે,
પણ ફાવશે લાલુ જ દીકરો, કાયદો કહે છે.
આમ બાબત છે કે જેને આ જગતની જાણ છે,
દાવ નહિ ચુકે એ તેનાં, શાસ્ત્ર કેરૂં પ્રમાણ છે.
પોલ જોઇ પેસતાં આબાદ ગોળીબ્હાર છે,
આ જગતમાં બુદ્ધિનો હમ્મેશ બેડો પાર છે.
માયા, દયા, હૈયું બધાં તો ચક્રમોના ખ્યાલ છે,
ફાવવું જો હોય તો પેસી જવામાં માલ છે.
(જાય છે)

## પ્રવેશ ૨ જો: (હીરાલાલની ઓફીસ)

હીરાલાલ ટેબલ પર કાગળોનો થોકડો વાંચતા બેઠા છે. લીલા એક હાથમાં છાપું ને બીજા હાથમાં વાયોલીન લઇ હાંફળી ફાંફળી 'બાપાજી!' એમ બુમ મારતી આવે છે.

હીરા–કોણ, દીકરી લીલા ? કેમ અહીં ઓફીસમાં આવી ?

લીલા–આ તમારા જ ગોટાળા તો!

હીરા–કેમ શું થયું ?

લી––આ જાહેરખબરમાં વાંચોને ? શું બાફી માર્યું છે ? કઈ વિધવાની પ્રોપર્ટી તમારે ત્યાં સંભાળવાની છે ?

હી—(વાંચીને હસે છે) તું કહેવા શું માગે છે, લીલી ?

એ તો મારી પ્રોપર્ટીની વાત છે ને મેં એ જાહેરખબર આપી છે, તેમાં ખોટું શું છે ?

લી–ખોટું કેમ નહિ ? ઘરમાં કઇ વિધવા છે ?

હી–કેમ હું વિધવા નહિ ?

લી–તમે વિધવા ? વિધવા કેવી રીતે ?

હી–કેમ, હું મરી જાઉં તો તારી બા વિધવા કહેવાય ને તારી બા મરી જાય તો હું વિધવા ન કહેવાઉં ?

લી–અરે રામ ! આવા અજ્ઞાન તમે ? તમે તો કાલે કહેશો કે બાપાની વહુ તે બાપી ને સાળીનો વર તે સાળો !

હી–કાં ! હું ન્હોતો કહેતો, સ્ત્રી–કેળવણીથી ફાયદા નથી જ થવાના ? લ્યો હવે આ લેતા જાઓ ! આ દીકરીને ભણાવી, તે બાપની ભૂલ કાઢવા નીકળી. અરે ! પણ મુર્પી, તું ૧૧ વરસની ટેટી ને હું ૮૦ વરસનો બુઢ્ઢો—

લી–પાણીમાં નાખ્યાં પાણીમાં, બાપુજી ! ૮૦ વરસમાં એકેય ગુજરાતી વ્યાકરણ ભણ્યા છો કે ?

હી–અરે વળી વાઘરણ કેવું ભણવાનું ! સહી કરતાં શીખ્યા એટલે બસ.

લી–હવે રાખો રાખો, તમારૂં ડહાપણ. તમે તો વિધુર કહેવાઓ, વિધુર. આખા ગામમાં તમે આપણી ફજેતી કરી છે.

હી–તે માણુસ છે, તે ભુલ થઇ જાય. હવે તું બહુ ભણેલી ગણેલી છે, તે સુધારી લે આ રહી બધી અરજીઓ.

લી–એ તો છુટકો છે કંઇ ! લાવો બધી અરજીઓ.

બધા ઉમેદવારોને પણ હું જ તપાસીશ, નહિ તો તમે વળી ક્યાંક ઓડનું ચોડ વેતરશો. જોઉં તો ખરી કે વિધવાની પ્રોપર્ટી સંભાળવા માટે કેવા અને કોણ કોણ સુંદર જુવાનીઆ તૈયાર થયા છે?

( લીલા ટપાલ જુવે છે: )

બાપ રે....વિધવાના સેક્રેટરી થવા માટે આટલી બધી પડાપડી? અરે, નીચ જુવાનીઆઓ! તમારા ફોટાઓની તો એક ચોપડી બનાવી ચોરબજારમાં પૈસે પૈસે વેચવી જોઇએ. ( ભૈયો આવે છે. )

ભૈયો–શેઠ સાહબ, શયઠહાની સાહબા, બ્હાર દશ બારહ સાહબ લોગ આ કર બઈઠે હેં, મુલાકત ચાહત હેં.

લીલા–જાઓ, સબકુ અંદર ભેજો, ભૈયા! ઓર તુમ ખબરદાર રહેના. સબ બદમાશ હે.

ભૈયો–જી હુકમ, શયઠાનીજી.

લી–જોઉં તો ખરી, આ બધાની શીકલો! જુઓ બાપાજી, તમે ગુપચુપ રહેજો.

હીરા–એ તો ભણેલી દીકરીઓના બાપાઓના એ જ હાલ છે.

( ઉમેદવારો આવે છે. )

સાત ઉમેદવારો દાખલ થાય છે. છોટુ ને લાલચંદ પણ સાથે છે.

મદ્રાસી–મે ડ્રા....આ સ અ....ગવરમેંટ અ ઇઝ એ

વેરી બેડ્ ગવરમેંટ્. બોમ્બાય ગવરમેંટ્ ઈઝ એ વેરી ગુડ્ ગવરમેંટ્. ટુ ડૂ એપલાય ટુ મોરે રીપ્લાઈ....

( બધા બેસે છે. )

લી–(પહેલાને) મીસ્ટર, તમે શું પગાર લેશો ?

૧–જી, જે નોકરીપર હાલ છું, ત્યાં મને ૨૦૦) મળે છે.

લી–મહિનાના કે વરસના ?

૧–પણ આવો સારો ચાન્સ જોઈ હું તેને છોડવા તૈયાર છું. પેટભરી આપશો તોય બસ છે. ( સ્વગત) બાકી વિધવા શેઠાણીને બનાવીને કેમ ખાવું, તે સેવક સારી રીતે જાણે છે.

લી–સારો ચાન્સ, એમને ? ભૈયા ! એ શેઠકુ દો ચાર અચ્છા ચાન્સ બતા દો. ( ભૈયો તેને ધબ્બા મારી બ્હાર કાઢે છે. આ જોઇ બે ઉમેદવારો ચાલવા માંડે છે; જેમાંનો મદ્રાસી બોલતો જાય છે: 'ગુજરાથી લેડીઝ આર વેરી બેડ્ લેડીઝ–વેરી બેડ્ જોબ.' બીજા બે ઉઠવા જાય છે, તેમને લીલા રોકે છે.)

લી–કેમ સાહેબો, તમે બી ચાલ્યા પેલા તાનીયા ને મદ્રાસી સાથે ?

૨ જો–જી, હું તો વીજળી તપાસનાર ઇનીસપેકટર છું.

૩ જો–જી, હું તો આય ઘેર ભારે આપવું છે કે નહિ, ટેની ટલ્લાસ કરવા આયો ઉટો....

લી–ભૈયા, આ ઇન્સ્પેકટર સાહેબને જરા વીજળી બતાવી દે ને આ ઘરની શોધમાં આવેલા પારસી સાહેબને એમના ઘરનો રસ્તો બતાવી દે. ( છોટુ ધ્રુજે છે.)

લા–(સ્વ.) બાપ રે....આ તો કોઈ મરદાની ઓરત લાગે છે ! ભયંકર હિસાબે વાત છે.

લી–(છોટુને) અહીં આવો, મિસ્ટર !

છોટુ–જી બ્હેન. (લા–આ બ્હેન સાથે પ્રેમમાં પડનાર ભાઇની શીકલ જુવો.)

લી–તમારે પણ આ નોકરી જોઇએ છે, કેમ ?

છો–ના....જી....હું તો વિધવા....શેઠાણી....નહિ પ....પ....ર....રંતુ વિધવા શેઠ સમજેલો....પૂછો આ મારા મિત્ર લાલચંદને....તે સાક્ષી છે.

લા–બાનુ, એમની વાત સાચી છે, અમે બન્ને માત્ર પ્રમાણિકપણે જ આવેલા છીએ અને નહિ કે વિધવાની મિલ્કત માટે....સાક્ષી પણ મિ. છોટુમ છે. પૂછી જુઓ તેમને. (સ્વગત: રેવડીવાળાનો સાક્ષી ગંડેરીવાળો. )

છો–લીલાબ્હેન ! તમે મને પણ એવો ધારો છો ? હું ઇચ્છું છું કે હું તમને યાદ આવીશ.

લી–(સ્વગત) અરે આ કોણ ? છોટુ તો નહિ ? એ ચક્રમ અહીં ક્યાંથી ફુટી નીકળ્યો ? (પ્રકટ) કોણ ? મિ. મુઝુમદાર ?

છો–હા, નામદાર લીલાબ્હેન ! આ મારો કાર્ડ. (આપે છે)

લાલ–(સ્વગત) ચાલો, આણે તો ઓળખાણ કાઢી માંડ્યું પેસવા. હું રહ્યો બાકી; મારે પણ અજમાવવી પડશે, સુનામખીની ફાકી.

લી–તે તમે અહીં ક્યાંથી ? નોકરી શોધવા ?

છો–હું ઇચ્છું છું કે આપની ધારણા ખરી પડે.

લી–વારૂ, શું પગાર લેશો?

છો–હું ઇચ્છું છું કે પગારનું નામ માંડી વળાય તો સારૂં. મને આપની સેવા કરવા રજા આપશો તો સેવક પોતાના પુરા બળ સાથે પૂર ભભકાથી સેવા બજાવવા તૈયાર છે–માત્ર નોકરીની જ વાર છે!

હી–હેં લીલી! એ શું મિલ્કત સંભાળી શકશે? શીકલ તો નથી કહેતી!

લી–કંઈ નહિ, બાપુજી! બીચારો ગરીબ છે. મારો મિત્ર છે, પણ જરા ખસેલું છે. ચલાવી લેશું. આપણા સેક્રેટરીનો એસીસ્ટન્ટ કલાર્ક બનાવી દેશું. હમણાં કામચલાઉ ઠીક છે. (પ્રકટ) વારૂ, છોટાલાલ! તમે બાજુમાં બેસો. તમારા ફ્રેન્ડને તપાસું. (લાલુ પ્રત્યે) અહીં આવો, મિસ્ટર!

લા–જી, બાનુ સાહેબ! હુકમ?

લી–(ધારી ધારીને જોતાં) તમે ઘણા ખાનદાન દેખાઓ છો.

લા–એ તો જેવી આપની આંખ!

લી–તમને ઘણી સંભાળથી ઉછેરવામાં આવ્યા લાગે છે.

લા–હાજી, બાનુ! ગ્લેક્ષો મેલીન્સફુડ ને ગાયના દુધની ગુણો ને ગુણો મારી બાબાગાડીમાં પડી રહેતી.

લી–વળી તમે મારા આય ફ્રેન્ડના ફ્રેન્ડ છો.

લા–હાજી, તદ્દન નજીકની સગાઈ છે–જેમ સસરાના સસરા હોય તેમ; ને વળી મારે ને તમારે ઓળખાણ બી છે, મિસ લીલાદેવી!

લી–કઇ ઓળખાણ ?

લા–આપણે હૈદરાબાદના સ્ટેશનપર પાંચ કલાક સાથે હતાં. (સ્વગતઃ ફેંક, દીકરા લાલુ ! કોણ પુછે છે ? )

લી–તમે ભૂલો છો. મારી જીંદગીમાં મેં હૈદરાબાદ જોયું નથી.

લા–(સ્વગત) અરર....ગોળીબ્હાર ખાલી ગયો. (પ્રકટ) બીજું કોઇ સ્ટેશન હશે. આશરે વીશેક વર્ષ થયાં એટલે હું ભૂલી ગયો છું.

લી–તમે ભૂલો છો. મારી ઉમ્મર પણ ૧૯ાા વર્ષની છે. તે વખતે મારો જનમ બી નહોતો. કોઇ બીજી બાઇ હશે.

લા–(સ્વગત) બીજો બ્હાર ખાલી. (પ્રકટ) હા, તે બનવાજોગ છે.

લી–જુઓની, તમે અત્યારથી આમ એક સાથે બીજાને ભેળવી દેશો તો પછી મિલ્કતની સંભાળમાં શું વાઘ મારવાના છો, તે કહેશો ?

લા–(સ્વગત) ઓહોહો....આ તો નરીમાન વકીલ જેટલી હુંશિયાર લાગે છે. (પ્રગટ) એકમાં બીજું ભળે, તેમાં મને કંઇ પાપ જેવું જણાતું નથી.

લી–હું સમજું છું, બધું સમજું છું, મિસ્ટર લાલચંદ ! તમારા ગુણો હું જણાવી ગઇ, એ કારણે હું તમારી દયા ખાઉં છું.

લા–ખરેખર, દુનિયામાં ખાવાલાયક ખરી ચીજ તો એ જ છે ને ?

લી-એટલે જેમ બીજા મવાલીઓના મેં હાલ કર્યા છે, તેવા હાલ હું તમારા નથી કરવા માગતી—

લા-ત્યારે શું કરવા માગો છો ?

લી-બસ, એ જ કે આ નોકરી તમારે માટે નથી, તમારા જેવા માટે નથી; એટલું જ નહિ, પરંતુ હું તમને માનભેર જવા દઉં છું.

લા-(સ્વગત) લ્યો, આ સ્નાનના સમાચાર ! દીકરા લાલુ ! ઢાંકણીમાં પાણી લઇને નાહી નાખ. (પ્રકટ) એ કમનસીબીનું કારણ, બાનુ ?

લી-કારણ કે તમે વિધવાની મિલ્કત સંભાળવાની નોકરી લેવા આવ્યા છો. તમારા જેવા જુઓ આ ૨૦૧ ! વિધવાની મિલ્કતપર કાગડાની માફક તુટાતુટ પાડનાર મવાલી ગુજરાતી જુવાનીઆઓ-જેન્ટલમેન લોફરો ! લઈ જાઓ એ બંડલને. ગુજરાતને બતાવજો, મિ. લાલચંદ !

લા-(સ્વગત) ઓહોહોહોહો....આટલું બધું ગુમાન ? ઠીક છે, જોઇ લઇશ. (પ્રકટ) ચાલો સાહેબજી, ત્યારે મિસ લીલાદેવી, હું જાઉં છું.

લી-હાજી, જેવા આવ્યા છો તેવા સીધાવો. ( લાલ જાય છે. )

લી-હા....સ, પીડા ગતી.

હી-તુંય પણ જબરી છે, લીલી !

લી-દીકરી તમારીને ? હવે જુઓ, તમને બે ઘડી

ગમ્મત કરાવું? વારૂ, મિસ્ટર છોટાલાલ, આમ આવો. કહો, કોલેજ છોડયા પછી તમે શું કર્યું?

છો-(લટકાથી) મારો ઇતિહાસ પુછો છો, લીલાબ્હેન?

લી-હા, હા; વાત તો કરો!

છો-એ ઘણો લાંબો છે.

લી-તોપણ?

છો-સાંભળો ત્યારે, પરંતુ ગદ્યમાં કહું કે પદ્યમાં?

હી-એ વળી શું?

લી-તમે જુઓ તો ખરા મઝા! (પ્રકટ) અપદ્યાગદ્યમાં જ બોલોને. કવિ ન્હાનાલાલની સ્ટાઇલમાં—

છો-હીરાલાલના ગૃહજનો અને ગૃહજનીઓ! સુણજો, બરાબર સુણજો. પચ્ચાસ પચ્ચાસ કાન ધરજો. કહું છું આજે હું મુજ ગાથા જીવનની.

જુગજુના એ કોલેજના મકાનમાં નપાસ થયો, હું ઉભો હતો પગથીયાની પગથારપર.

લી-પછી તમે શું કર્યું એ વાત કરોને?

છો-ત્યાંથી ઘેર આવ્યો. ડોસી વીણતાં હતાં ઘઉં ઓસરીમાં. હજીયે છે ગ્રામ્યજનોને ઘર ઘર એ ઓસરીકાર્યની પ્રથા. મને ચાહની તૃષા લાગી, પણ ઘર હતું શર્કરાસુનું.

હી-એ શું, લીલા?

લી-એટલે કે ઘરમાં ખાંડ ન્હોતી. હં પછી?

છો–ડોશીનો મોકલ્યો બજારે પરવર્યો.

ખાંડ લઈને વાંચતો વાંચતો હું ગૃહપંથનો મુસાફર–

લી–શું વાંચતા હતા ?

છો–ખાંડની કોથળી જે ન્યુસપેપરની બને છે તે. તમે જાણો છો ને, કે હું અતિ વાંચનનો રસિકજન છું ? રસ્તામાં મળ્યો લાલુ.

લી–ને ત્યાંથી અહીં આવ્યા, કેમ ખરૂં ને ?

છો–સુજ્ઞજનો તે જ છે, જે તુરત સમજી જાય છે.

હી–એ તમારો ઇતિહાસ ?

લી–બાપાજી, એવી મઝા તો રોજ આવશે. તમે જોજો તો ખરા ! તમારા પૈસા ગમ્મતમાં જ વસુલ થશે. વારૂ, હવે મિ. છોટાલાલ ! તમે બાપાજી પાસેથી તમારૂં કામ સંભાળી લ્યો.

છો–હું ઈચ્છું છું કે મને કામની પુરેપુરી સમજણ પાડવામાં આવશે. દાખલા તરીકે, મારે સહી કેમ કરવાની? હું ઇચ્છું છું કે સી. એસ. મુઝુમદાર આસીસ્ટન્ટ ટુ ધ ફ્યુચર સેક્રેટરી ટુ ધ પ્રોપર્ટીઝ ઓફ મિ. હીરાલાલ ઓફ મેસર્સ–

લી–બસ કરો, તમારે સહી કરવાની નથી; તમારે તો ખડીઆમાં સહી ભરવાની, કાગળ તૈયાર કરવાના; બાકી કામ ન હોય તો બેસીને માંખ મારવાની.

છો–બસ, સમજી ગયો, પણ હું ઇચ્છું છું કે મને તે માંખો પણ બતાવવામાં આવશે.

લી–વારૂ, સૌથી પહેલો તો લ્યો આ ચેક. (આપે છે) જુઓ, તે બેંકમાં ભરવાનો છે.

છો–ઓલરાઈટ! (ટેબલ પાસે ચેકપર જઇ કંઇ લખે છે.)

હી–ચેકપર શું લખો છો ?

છો–જી, હું નોંધ કરી લઉ છું કે 'આ ચેક બેંકમાં ભરવાનો છે.'

હી–લીલા ! ઓ લીલા ! આ જો તારો કોલેજ ફ્રેન્ડ ! શું કપાળ કામ કરશે એ ?

લી–મિસ્ટર છોટાલાલ, તમે તદ્દન મુર્ખ છો. હવેથી કોઇબી કામ પૂછયા વગર ના કરો.

( ભૈયો આવે છે. )

ભૈ–શયઠાની સાહબ, બહારમેં કોઇ મેમસાહબ આપસે મુલાકત ચાહતી હયે.

લી–મેમસાહેબ? અચ્છા, જાઓ ભેજો. ( ભૈયો જાય છે.)

લી–છોટાલાલ, ઠીક બેસજો. બાપાજી, જરા માનમાં રહેજો. કોઈ મડમ સાહેબ છે.

( મડમ આવે છેઃ સ્વગત: ગમ્મે તે રસ્તે પોલમાં પેસી જવામાં માલ છે. )

મડમ–Good morning, ladies & gentlemen !

લી–Yes, good morning, Madame ! Come on. Just take your seat. (મડમ બેસે છે.)

(હીરાલાલ હાથ ચોળે છે, ચશ્મા ઉંચા નીચા કરે છે, જોયા કરે છે.)

લી-May I know your business, Madame ?

મડમ-જી, હું ગુજરાતી પણ જાણું છું, મેડમ !

હી-(સ્વગત) હાય હાય ! આ તો ગુજરાતી મડમ !

લી-વાહ ! ઘણી સારી વાત, પરંતુ મને મેડમ ના કહો. હું કુંવારી છું, મેડમ !

મડમ-જી, તમે મને પણ મડમ ના કહો. હું બી કુંવારી છું, પરંતુ મને તેની ચિંતા નથી; કારણ કે મારા ઉમેદવારો ઘણા છે. તમારા ગુજરાતીઓમાં જરા ચિંતા ખરી !

લી-વારૂ, આપનું નામ ?

મડમ-મીસ ઝેકોસ્લોવોકીઆ.

લી-આપનું મૂળ વતન ?

મડમ-જી, મારાં માય ફ્રેન્ચ ને બાપ અંગ્રેજ, પણ હું રશિયામાં જન્મી, જરમનીમાં ભણી, અમેરીકામાં તબીયત સુધારી, ઓસ્ટ્રેલિયામાં નોકરી પર ગઇ ને હવે અરબસ્તાન થઇને હિંદુસ્તાનમાં આવી. હાલ બે વર્ષથી અમદાવાદ રહું છું.

હી-(સ્વગત) બાપ રે ! રૂશિયામાં જનમવું, કેટલું મોટું સાહસ ?

લી-હાલ શું કરો છો ?

મડમ-એક મીલમાલેકને ત્યાં પ્રાઇવેટ સેક્રેટરી છું.

લી-વારૂ, અહીં શું કામે આવ્યાં છો ?

મડમ-જી, આપની જાહેરખબર જોઈને નોકરી માટે આવી છું. મને હમણાંનો શેઠ સાથે જરા અણબનાવ છે.

લી-(સ્વગત) આ ધોળો હાથી આંગણે કેમ બંધાય ?

હી-કાંઇ વાંધો નહિ; એ તો હુંશિયાર હોય તો ૫૦-૧૦૦ રૂપીઆ વધારે.

લી-પરંતુ માફ કરજો, મિસ ! તમે જાહેરખબર પ્રમાણે ગુણો ધરાવતાં નથી.

મડમ-એટલે ? શું હું હુંશિયાર નથી ?

લી-તે તો પરીક્ષા લઇશ ત્યારે જણાશે; છતાં માની લઉં છું.

મડમ-તો શું હું સુંદર નથી ? આપ શું ધારો છો, મિસ્તર હીરાલાલ ?

હી-સુંદર, સાડીસત્તર વખત.

લી-તેની પણ હું ના નથી કહેતી.

મડમ-તો શું હું સુશિક્ષિત નથી ?

લી-તે બી કબુલું છું.

મડમ-છતાં મારામાં આપને ખામી જણાય છે ?

લી-તમે યુવક નથી !

મડમ-મારી ઉમ્મર માત્ર ૨૨ વર્ષની છતાં તમે મને જુવાન નથી કહેતાં, તે મારા અપમાન બરાબર છે.

હી-કંઇ નહિ, મેમ સાહેબ ! એ તો બચ્ચું છે. હું કબુલ કરૂં છું કે તમે જુવાન છો જ.

લી-નહિજી, ફરીવાર કહું છું કે તમે યુવક નથી. યુવક એટલે જુવાન છોકરો. તમે તો યુવતી છો, એ તમારી ભાષાભુલ છે-

હી–પણ તે ભુલ ચાલશે. આપણે બી કયાં ભૂલ નથી કરી ? વિધુરને બદલે વિધવા આપણે લખ્યું છે ને ?

મડમ–(સ્વગત) આ બુઢ્ઢો ઠીક લલચાયો છે. (પ્રકટ હસીને) જુઓને મિસ, ગમે તેમ તોય અમે પરદેશી. ગુજરાતી શીખ્યે થોડા મહિના થયા. અમારી ભુલ તો માફ કરી શકાય, પરંતુ તમે જન્મે ગુજરાતી હોવા છતાં બાપાજી—

હીરા–(સ્વગત) તારો નહિ, લીલાનો !

મડમ–કહે છે તે મુજબ વિધુરને બદલે વિધવા લખવાની તમે જે ભુલ કરી, તે મારા કરતાં બી ઘણી વધારે છે, તે તમે નહિ કબુલો ?

લી–(સ્વગત) બાપ રે ! આ બૈરૂં નહિ પહોંચવા દે. ચાલ, એની પરીક્ષા લઉં. (પ્રગટ) વારૂ, ચાલો એ ભુલ ચલાવી લેશું, પરંતુ મારે તમારા જ્ઞાનની પરીક્ષા લેવી પડશે.

મડમ–ખુશીથી. શિવણ, ભરત, ગુંથણ, સંગીત, કલા, વિદ્યા, વ્યવસ્થા, જે કહો તે હું જાણું છું. (સ્વગત) અક્કલ હોય તો બધી તોપો ચાલે.

લી–વારૂ, તમે ગુજરાતની ભુગોળ જાણો છો ? તો તેની દિશાઓ કહો જોઉં.

મડમ–(હસીને) જુઓને મિસ, ભુ એટલે પૃથ્વી; તે ગોળ હોવાથી તેને દિશાઓ હોઇ શકે જ નહિ. આમ જ્યાં પૃથ્વીના બાર નથી, ત્યાં ગુજરાતના શા બાર ?

લી–(સ્વગત) આ ભુગોળ ખરી. (પ્રગટ) વારૂ, આપ

ગુજરાતનો ઇતિહાસ જાણતા હો તો કહોઃ કરણઘેલાએ કેવી રીતે રાજ ગુમાવ્યું ?

મડમ–મિસ, તમે ઈતિહાસમાં ઘણું થોડું જાણો છો. હું કેમ્બ્રીજ યુનીવર્સીટીમાં Archiologyની પ્રોફેસર હતી, ત્યારનો ગુજરાતનો ઇતિહાસ એ મારો ખાસ વિષય છે. મેં વાંચ્યો ત્યારે મને એ શંકાસ્પદ લાગ્યો. કરણઘેલો હતો જ નહિ; એ માટે મેં શીલાલેખો, તામ્રપત્રો વગેરેની સાબીતીઓ ભેગી કરી છે. એક મોટો ગ્રંથ લખવાની છું. હવે એ બધી દલીલો હું નથી ધારતી કે અહીં ઉભાં ઉભાં તમારી પાસે રજુ કરી શકાય.

લી–વારૂ, ગુજરાતનો ધર્મ ?

મડમ–એ સવાલ પૂછીને તો તમે મારી મશ્કરી કરો છો. ગુજરાતમાં વૈષ્ણવ ધર્મ છે, શૈવ ધર્મ છે, સ્વામીનારાયણ છે, મુસ્લીમ છે, બધું છે. ( સ્વગતઃ એટલું તો હું સારી રીતે જાણું છું, હાસ ! )

લી–વારૂ, હવે તમારૂં સંગીત જરા સાંભળીએ ! લ્યો આ વાયોલીન.

મડમ–[સ્વગત] ઠીક થયું કે પેલા ગેપાંઉ દોસ્તારને ત્યાં પાંચ રૂપીઆ આપીને એક મહિનો ટેં....ડું....કરી આવ્યો તો આ તકે કામ લાગે છે !

મડમ ગાય છેઃ–

**ગાયન ૩ જું.**

'Oh ! I am quoting a farmer's daughter
She is one of the nicest ever seen

Her cheeks look like rosy red
And her age is just sweet seventeen
When I threw my arms around her neck
And tried to steal a Kiss
Oh! She wriggling jiggling triggling ticklin
Then you will hear a shouting hiss
Oh! You stop your tickling joke
Dean makes me laugh so high
And so I would do no more
Oh! You stop your tickling nonesense
Just look at all the foes
Now stop your tickling,
Tick, Tick, Tickling
Tick. Tick, Tickling joke

લી–(સ્વગત)ઓ બાપ રે! આ તો સકલગુણનિધાન લાગે છે. હવે એને રાખ્યા વગર છુટકો નથી.

હી–લીલા, તું નહિ રાખે તો હું રાખીશ. ગુજરાતી ભાષા, ગુજરાતી સંગીત, ગુજરાતી સાહિત્ય, ગુજરાતી ધર્મ, ગુજરાતી ઇતિહાસ ભુગોળ વગેરેનું આવું સરસ જ્ઞાન ને વળી પાછી યુરોપીઅન ને ઉપરથી બાનુ બીજે નહિ મળે. વળી દાઢીની દાઢી ને સાવરણીની સાવરણી. કમ્પેનિયન તરીકે તને બી કામ આવશે ને મને બી સેક્રેટરી ( સ્વગત: અથવા તારી નવી મા ) તરીકે કામ આવશે. (ચીઠી લખે છે.)

લા–( સાણસામાં સપડાય છે. પેસ મારા બાપા. )

લી–વારૂ, તમને શું પગાર આપીએ ?

હી–હવે એમાં શું મોટી વાત હતી ! મડમ સાહેબ જેમ રાજી રહેશે તેમ કરશું.

મડમ–ઓહ, તમારા ફાધર બહુ ઉદાર છે. જાઓ, મારે તેમનો ફેંસલો મંજુર છે.

હી–લ્યો, આ તમારી નીમણુંકનો કાગળ.

લી–ને આ તમારા આસીસ્ટન્ટ મિ. છોટાલાલ !

મડ–વારૂજી.

લી–ચાલો બાપાજી, આપણે બધા જરા નાસ્તો કરીએ, હું બહુ થાકી ગઇ છું.

મડમ–તમે જાઓ, હું જરા મારો અંબોડો ઠીક કરીને આવું છું. [ બધા જાય છે. ]

[ હીરાલાલ મડમને આંખ મારતો જાય છે ]

લાલુ–(ચીઠી વાંચે છે) 'ડીયર જેકોરબાઇ, તમારૂં અંગ્રેજી નામ લાંબુ હોવાથી મને નથી આવડતું, એટલે આ ગુજરાતી નામ આપું છું. તમને રૂ. ૪૦૦) ના પગારે મારા પ્રાઇવેટ સેક્રટરી તરીકે નીમું છું; કારણ કે મને તમારા પર બહુ વહાલ ઉપજે છે. આશા છે, મને તેનો બદલો પુરો આપશો.'

લી. તમારો સદાનો
શેઠ નહિ પણ સેવક
હીરાલાલ

દીકરા લાલુ

અંદર જઇ પેઠા પછી આગળ જવામાં માલ છે
જ્યાં જ્યાં જણાયે પોલ ત્યાં પેસી જવામાં માલ છે

( જાય છે. )

પ્રવેશ ૩ જો:

{ લીલાનું દીવાનખાનું. ખુરશી ટેબલ ગોઠવાયલાં છે, વાયોલીન પડેલું છે. }

મડમ આવે છે:—

જ્યાં જ્યાં જણાયે પોલ ત્યાં પેસી જવામાં માલ છે.
આ બધો ધનમાલ તે હવે મારા જ બાપનો માલ છે;

સિવાય કે લીલી ડીયર! કારણ કે તે તો મારો પોતાનો રીઝવર્ડ લગેજ છે, લ્યો આ પાર્સલ આવ્યું.

( લીલા આવે છે )

લી–હલ્લો, ગુડમોર્નીંગ મીસ!

લા–ગુડમોર્નીંગ માય ડીયર ( અચકાય છે. ) અરે પણ નોકરી કરતાં બે દિવસ થયા, પણ આપનું નામ તો આપે કહ્યુંજ નથી!

લી–કુમારી લીલા.

લા. આહાહા! કેવું સ્વીટ! મારા મામા જે દેશના વતની છે તે સ્પેન દેશની દરાખ જેવું તમારૂ મીઠું નામ છે. જાણે જોન હેગની ઘોડા છાપ સ્કોચ વ્હીસકી.

લી–છી....છી....તમને યુરોપીઅન લોકને નોકરી રાખવામાં આ દુઃખ છે. અમે વનસ્પતિ–આહારી લોક; અમારા ઘરમાં એવા દારૂખારનું નામ નહિ લ્યો તો સારૂ.

લા–(સ્વગત) આ તારો ભવિષ્યનો માટી તો શુદ્ધ સ્વદેશી સમાન છે, પણ અત્યારે તો કાચું બફાયું. (પ્રકટ) માફ કરજો લીલી ડીયર, વીસ્કી નહિ, પરંતુ હટલી પામ-

રના બીસ્કીટ, નાગપુરી સંતરૂ, હઈદરાબાદી સક્રરજંદ, મથુરાનો પેંડા.

લી–અહોહો બહુ થયુ. મીસ સ્લોવીકીયા, આખા હિંદુસ્તાનના પદાર્થો બોલી ગયાં ! પણ અમારા સુરતની બરફી ભૂલી ગયાં ને ?

લા—નહિજી ! સાથે જ લેતી આવી છું. લ્યો આ બરફી. (આપે છે).

લી–તમે તો મને બસ અજબ અજબ કરી મુકી છે, મીસ ! તમે લોક બહુ આનન્દી છો એટલે જ અમને ગમે છે.

લા–હાજી. અમારા લોકને તો સીગરેટ વગર ચાલે તો આનન્દ વગર ચાલે. અમારી આખી કોમ આણંદના ઇસ્ટેશનનું પાણી પી આવેલી.

લી–વારૂ. હવે એકાદું ગુજરાતી ગાયન નહિ ગાઓ, મીસ ? તમે આજ બે દિવસથી મને ધવડાવો છો ! નહિ, નહિ, નહિ બરોબર છે. હમણાં એના પપાજી મારી સાથે લવમાં છે એટલે અત્યારે હું લીલાદેવીની કામચલાઉ માતા છેઉં. (પ્રકટ) તમે તો સંગીતના બહુ શોખીન છો.

લી–બસ વાત ના પૂછો.

લા–પણ કયાંય બહુ સંગીત સાંભળવાથી તમારા કાનને નુસ્કાન, આઈમીન નુકસાન તો નહિ થાયને ?

લી–નહિજી, મારા કાન થાક પ્રુફ છે.

લા–તો મારા હાથ ને જીભ થાક પ્રુફ છે. લાવો તમારૂં વાયોલીન. જુઓ, હમણાં જ એક બે સંભળાવી દઉં છું કે નહિ ?

(લીલા વાયોલીન આપે છે)

લા–કહો ભીમપલાસ વગાડુ કે ખેલ ખલાસ? દાદરામાં થઇને કલ્યાણ વગાડું કે વાંદરા થઇને મુંબઇ!

લી–એકાદ માઢ થવા ઘો.

લા–( અંગ્રેજી ટયુનમાં )

ઘેલો થયોરે ફુઇજી ઘેલો થયો

સાસા ગગ પપ સાસા પપ

ટીપ

તારી નાનકલાકની સાડીપરે ઘેલો થયો

નીંનીં ધધ પપ મમ ગગ રેગ રેસા

લી–આ વળી શું?

લા–અંગ્રેજી ધૂનમાં બેસાડેલું ગુજરાતી ભજન.

લી–હવે સીધી રીતે ગાઓને? એમ શું કરતા હશો?

લા–(સ્વગત) મારા દીકરાની અમ્માજાન ઠીક લપસતી જાય છે. (પ્રકટ) ઓલરાઇટ, હવે લાકડી સીધી હાંકુ છું હોં કે....

લા– ગાયન ૪ થું

હું પાણી ભરવા જાતી, મારા વરજી પાછળ થાય
મને કારણ ન સમજાય, મારી પાછળ કાં એ થાય–ટેક
પાછળથી પાલવડો પકડી હેઠે બેસી જાય
લોકલાજને છાંડે છેલો મને અડતાં ના શરમાય."
હસાય નહિ, કે ખસાય નહિ બળ્યું ના એ ક્યમ કહેવાય?

કોઈ ઉપાય બતાવો મને મારો સ્વામી સુધરી જાય.
પછી મારી પાછળ ના એ થાય

લી–અહાહા! કેટલું મધુર, કેટલું સુંદર, કેવું ભાવપૂર્ણ સંગીત? મીસ, તમે દહાડેદહાડે મારૂં દિલ વીંધતાં જાઓ છો.

લા–એટલે? (સ્વગત) માર્યાં ઠાર. હોસ્પીટલ શોધવી પડશે.

લી–(ગળે હાથ લગાવી) વ્હાલી બેન સ્લોવોકીયા, તું મને એટલી બધી વ્હાલી લાગે છે કે—

લા–કેટલી બધી? (હાથ પહોળા કરી) આટલી બધી?

લી–કે જો તું પુરૂષ હોત તો તને અત્યારેને અત્યારે પરણી જાત.

લા–(સ્વગત) ભલા ભગવાન, જો હું મરદ ન હોત તો અત્યારેને અત્યારે પસ્તાત જ ને? (પ્રગટ–નિસાસો નાંખી) ભાગ્ય મારાં! લીલી ડીયર, કે હું બાયડી જન્મી. અરે રામ! જો હું પુરૂષ હોત તો તને અત્યાર પહેલાં પચ્ચીસ વાર પરણી જાત. બાકી તારી વાત તો ખોટી.

સ્વગતઃ બેટા લાલુ, મેલ પથરો બીજો.
આ પંખી સપડાય છે; ધીમે ધીમે
પેસતાં આખી પોલ ફરીવળાય છે.

લી–મારા સમ, મારા હૃદયથી હું બોલું છું.

લા–તેની ખાત્રી શી! ધાર કે હું પુરૂષ થવા મહાદેવનું તપ કરી વરદાન માગું તો?

લી–(હસીને) એમ તે કદી બનતું હશે? ન મનાય.

લા–કારણ કે તારી વાત પણ ન મનાય તેવી છે. આપણે બન્ને જુઠ્ઠાં.

લી–તમે જુઠ્ઠા; હું નહિ. સો રૂપીઆના સ્ટાંપ પર હું તો લખી આપું. પણ લાખના સ્ટાંપ પર તું લખી આપે તો ય કંઈ બાયડીના તે પુરૂષ થાય?

લા–સોનો સ્ટાંપ ગયો સુવા (કાગળ કાઢી) આ કોરો કાગળ લે. લખ જોઉં તારી શરત. છેવટ કાંઈ નહિ તો તારા અક્ષર તો જોઈશ કે મોતીના દાણા છે કે જરમનીનાં કીડીયાં?

લી–લ્યો સાંભળો, લખું છુ (લખે છે.)

'વ્હાલાં મીસ ઝેકોસ્લોવોકીયા,

જો તમે પુરૂષ હોત તો હું જરૂર પરણી હોત. એ મારા અંતરની વાતની સાબીતીમાં હું લખી આપું છું કે જો તમે પુરૂષ થાઓ તો હું તમને જ પરણીશ. લી. **લીલા**'. કહો બસ?

લા–(ગોદમાં ચાંપી કાગળ જોઈ ખીસામાં સેરવે છે) કેવા તારા અક્ષર? કેવો તારો પ્રેમ?

લી–આવો આનંદ રોજ આપશો બ્હેન?

લા–જરૂર. તું મને 'ઓહો'ને બાચકો છે મારા પ્રાણ! પણ–

લી–પણ શું?

લા–ગમે તેમ તોય તું શેઠાણી ને હું નોકર. કાલે

ઉઠીને મારો નીકળે વાંક ને તું મને કાઢી મુકે—અરે ભૂલી પણ જાય.

લી–એવું બોલીશ એમ ? લાવ મારૂં કરારપત્ર. આ લીલાનો તારા પરનો પ્રેમ જો. જો આ 'તાજા કલમ' ઉમેરૂં છું. (લખે છે.)

'વળી તું પુરૂષ ન થાય તો પણ તારો ગમે તેવો વાંક હોય તો ય હું તને છોડીશ નહિ, એટલુંજ નહિ પણ તારા પરનો મારો પ્રેમ મારે જરાય ઓછો ન કરવો. **લીલા** બસ હવે ધરાઇ ?

લી–(ઓડકાર ખાય છે) હોઇઆં—ગળા સુધી.

(હીરાલાલ આવે છે.)

લી–બાપાજી, મેમસાહેબ ઘણાં જ સારાં છે અને પ્રેમાળ છે.

હી-(સ્વગત) પણ હજી મારા તરફ તેમનો પ્રેમ નથી વળતો ને ? (પ્રકટ) તે જાણી ખુશી છું દીકરી ! તારાં તો ઠીક, પણ મારાંય ધનભાગ્ય કે આપણે આવું સારૂં માણસ પામ્યા.

લા–(સ્વગત) ડોસાને તો ઘણુંય ગમે છે કે એની લીલીની હું સાવકી મા થાઉં. જોયું જશે, સાવકી મા થાઉં છું કે સગ્ગો સ્વામીનાથ–ઉર્ફે મી. હીરાલાલનો ખાનગી જમાઈ. (પ્રકટ) બાનુઓ અને ગૃહસ્થો, મારાં બહુ વખાણ ન કરો. એથી મને શરમાવા જેવું થાય. (સ્વગત) વખાણી ખીચડી દાંતે વળગે ને પોલ જુવે ત્યાં પેસી જાય.

હી–બેટા લીલા, તું જા. કંઈ પુરી પકોડી બનાવ. દરમ્યાન હું મીસ સેલકોઝોલીઆ (માથું ખંજવાળી) ઝેલકોસલીઆ—

લા–મીસ જેકોર કહેશો તો ચાલશે. હીરાલાલભાઇ !

હી–(સ્વગત) અરે વળી ભા....ઇ શેની કહી મરે છે (પ્રકટ) વારૂ મીસ જેકોર સાથે ધંધાની કેટલીક ખાનગી વાતો કરી લઉં.

લા–(સ્વગત) એની ખાનગી વાતો હું જાણું છું. દીકરો મારામાં પોલ શોધવા મથે છે!

લી–ડીયર મીસ, તમને શું ભાવશે ?

લા–(સ્વગત) તારા હાથના તો ટપાકા બી ભાવશે, પણ અત્યારે તો ( પ્રકટ ) જે બાપાજીને ભાવશે તે મને ભાવશે.

હી–(સ્વગત) બાપો તારો શેનો, લીલાનો ! જબરી લાગે છે.( લીલા જાય છે. બન્ને બેસે છે. ડોસો ખુરૂશી પાસે ખસેડતો જાય છે. )

લા–(સ્વગત) આ શેઠસાહેબનું વેપાર સંબંધી કામકાજ ! પારકી બાયડીઓની નજીકમાં ખુરશી ખસેડવાનું ! દીકરો, મારામાં પોલ શોધવા મથે છે !

હી–(ખુરશી પાસે લાવી હળવેથી હાથપર હાથ મુકતાં) બા....નુ !

લા–(ચમકીને) અરે...ઉંદર છે ઉંદર....

હી–એ તો હું છું....બાનુ....ન ગભરાઓ.

લા—ઓહ....આઇ. સી. (સ્વગતઃ તમારામાં ને ઉંદરમાં મને કંઇ ઝાઝો ફેર નથી લાગતો.)

હી—બાનુ સાહેબ.

લા—જી સાહેબ.

હી—મારી ચીઠીનો જવાબ ?

લા—તમારી ચીઠી ? (હસીને) હં....હં....તમારી ચીઠી !

હી—હં, શરમાવો નહિ, હું ને તમે બન્ને એક જ છીએ.

લા—તે તો બરોબર છે. આ ઘર બી પ્રાઇવેટ છે, હું સેક્રેટરી બી પ્રાઇવેટ, તમારી ચીઠી બી પ્રાઇવેટ ને તમારૂં કામ બી પ્રાઇવેટ છે, બાપાજી !

હી—(કંટાળીને) તમે મને બાપાજી કહીને ન બોલાવો.

લા—'તો તમને શું કહીને બોલાવું'

કહો મારી લીલીના સાવકા બાપ

હી—મને....મને વ્હાલો કહી બોલાવો.

લા—(ચમકીને) તમારૂં નામ તો હીરાલાલભાઇ હતુંને ? પાછું વળી વ્હાલાભાઇ કેંદાડથી થઇ ગયું ?

હી—અરે એમ નહિ, બાનુ ! તમે આટલાં મોટાં થયાં પણ પ્રેમમાં ન સમજ્યાં. તમને પ્રેમનો અનુભવ હોય એમ લાગતું નથી.

લા—કુંવારી કન્યાને પ્રેમનો અનુભવ હોત તો કુંવારી જ ક્યાંથી રહેત, મીસ્ટર વહાલા !

હી-મીસ્ટર વ્હાલા કરતાં એકલું વ્હાલા બોલો તો ?

લા-સમજી....સમજી....તમારે મારા સ્વામીનાથ થવું છે, એમજને!

હી-(માથું હલાવી) હું....અં....

લા-તે તો બહુ મોંઘુ છે.

હી-કોઈબી કીંમત આપવા હું તૈયાર છું.

લા-તમારી મિલ્કત કેટલી ?

હી-ઇન્કમટેક્ષ ઓફીસમાં હું ૧૦ હજાર કહું છું, નાતના પટેલીઆઓ પાસે ૧૦ લાખ કહું છું; પરંતુ જો ખરૂં પૂછતાં હો તો તારા આ ભવિષ્યના ભરથાર પાસે બે લાખ રૂપીઆ રોકડા છે.

લા-તો પછી મને તમારૂં ડાબુ અંગ ગણાવવું હોય તો અડધો હીસ્સો મારો....( શરમાય છે. )

હી-અરે બેયે બે લાખ તારા જ છે ને ?

લા-(સ્વગત) હું....અં....તે તો મીસ સેકોઝોલીયાના. એ વાણીઓ છે તો હું મારવાડણ છું. (પ્રકટ: ગાયનમાં)

મન મારૂં માને નહિ, મનડું ઠરે નહિ
રોકડા મળે નહિ ત્યાં સુધી.

હી-રોકડા ?

લા-ત્યારે ઉધાર પ્રેમ કોણ કરે મારા વ્હાલા ? (ગળે વગળે છે)

હી-અહા....વસુલ....પૈસા વસુલ...આ લે, ચેક લે.

બધી બેંકનું બેલન્સ તારૂં. (ચેક ફાડી આપે છે.) વારૂં, આપણે પરણવાનું કેમ કરશું વ્હાલી ?

લા–કાલે બપોરે એક વાગે વાંદરાના કસાઈખાનાની બાજુમાં દાણાવાળાની દુકાને પાશેર ચોખા લઈને ચાર ચોખા છાંટી દઈએ....

હી–પણ આપણું સીવીલ મેરેજ કાયદેસર ગણાવું જોઈએ ને ?

લા–અરે મીંયાબીબી રાજી તો કયા કરે કાયદાબાજી ?

પણ તે પહેલાં ચાલ આપણે ફોટો પડાવી પ્રેમનું મંગલાચરણ કરીએ.

લા–ઓલરાઈટ, ચાલો....

હી–પણ લીલાને શું બ્હાનું બતાવી બ્હાર જશું ?

લા–એ તો એક ભયંકર સવાલ છે. માંડીવાળો ત્યારે ફોટો. (સ્વગત) બીચારો ફોટોગ્રાફર દહીં ખાધાવગર, દુકાન ઉઘાડવા ગયો હશે ! (લીલા આવે છે.)

લી–બાપાજી, બાપાજી ! બળ્યું, હું તો થાકી ગઈ. સ્ટવ તો સળગતો જ નથી ને ભટ મુઓ બ્હાર ગયો છે. તમે તમારે બન્ને જણ બ્હાર જઈ હોટલમાં નાસ્તો કરી આવો. મને તો ભુખ નથી.

લા–(સ્વગત) ઓ ત્તારી ! ફોટોગ્રાફરે જરૂર માટલું ભરીને દહીં ખાધું લાગે છે.

હી–(લાલુને ઇસારો કરી) લાચાર, મિસ જેકોર ! શું

કરશું ત્યારે ? હોટલમાં ગયા વગર છુટકો છે ? આ ભટ ને સ્ટવથી તોબા છે ! એ તો જ્યારે હોય ત્યારે ટાંગા તોડાવી હોટલ ભેગા કરે છે.

લા–(ખરખરો કરતાં) હશે, જેવી પ્રભુ ઇચ્છા. પ્રભુના ઘર આગળ કોઇનો ઉપાય નથી. ડાહ્યા માણસો શોક કરતા નથી. ગયું તે પાછું આવતું નથી, છતાં ભટ તો સાંજ સુધીમાં આવશે. માટે ન રડો....છાના રહો....ચાલો બહાર જઇએ, જેથી તમારા હૃદયનો ભાર ઓછો થાય. (સ્વગત) ને ખીસ્સાનો ભાર પણ ઓછો થાય !

( બન્ને જાય છે )

લીલા ટેબલપર કામે બેસે છે.

( છોટાલાલ આવે છે. )

છો–નામામાથી કંટાળેલો હોવાથી હવે ઇચ્છું છું કે હું એકાદું ગાયન છોડું.

( ફોનોગ્રાફની સ્ટાઇલે )

**વીણાવેલીના ખેલમાં ગવાયલું ગાયન–**

આ રસ્તો બ્હાર જવાનો છે;

આ રસ્તો બ્હાર જવાનો છે.

બીડી પીવાની ‘ બાય ઓર્ડર ઓફ પોલીસ ’

સખત મનાઇ છે.

ઓહ ! હું ઇચ્છું કે નામું લખવાની પણ સખત મનાઇ કરવામાં આવે.

લી–શું કરો છો, છોટાલાલ ? આ તે ઘર છે કે થીએટર ?

છો—(સ્વગત) અહા ! મીઠી મધુરી લીલા! આવી ખાટી છાશ જેવી ગુસ્સાબાજ હશે? આવો ગુસ્સો કરશે તો મારી આખી જીંદગી તેની સાથે કેમ કરી જશે ? (પ્રકટ) લીલાબ્હેન, એ તો હું જરા સવારનું પ્હોર જાણી પરભાતીઉં ગાતો હતો. કવિ ટેનીસનનું છે. હું ઈચ્છું છું કે તમને તે ગમ્યું હોસે.

લી—બીજો કંઇ કામ ધંધો છે કે નહિ? રોટલા જોશે તે કોઇ ટેનીસન પુરવા નથી આવવાનો, સમજ્યા ? આજ બબ્બે દિવસ થયાં તમને કીધું છે કે અધિક ફેબ્રુઆરીના રોજમેળની ખતવણી કરી નાંખો: કહો, તમે શું કર્યું ?

છો—જી, દરરોજ એક એક તારીખ પુરી કરૂં છું ને સાંજ પડે કેલેન્ડરમાંથી એક તારીખનું પાનું ફાડું છું, ને ખાતાવહીમાં તમારા ખાતામાં મીસ ઝેકોસ્લોવોકીયાનું ખાતું ઉમેરી બાપાજીનું ખાતું બાદ કરી દીધું.

લી—શું બાકી નીકળી ?

છો—મડમસાહેબના તમારી પાસે બહુ બાકી લેણા નીકળે છે. હું ઇચ્છું છું કે તેઓશ્રી વ્યાજ નહિ લે.

લી—તે બને નહિ. પોતામેળ મેળવી જોયો ? બન્ને બાજુના ટાંટીયા મળે છે ?

છો—અરે ટાંટીઆ તો ઠીક, પણ બુટ પણ મળી જાય છે.

લી—જોઉં, તમારા સરવાળા ! ( છો૦ કાગળ આપે છે.)

લી—આ શું ? હજી એક પણ સરવાળો નથી કર્યો ?

છો—(હસીને) બ્હેન, તમે શું એમ ધારો છો કે હું

ગણિતમાં ઢબ્બુ જેવો છું ? આ જુઓ. ૧૦ મીનીટમાં ૨૦ વખત સરવાળા કરી નાંખ્યા છે !

લી—પણ તેમાં એકેય વખતે સરવાળો મળ્યો ?

છો—( માથું ખંજવાળીને) નામાની નોકરીમાં એ તો મોટું દુઃખ છે. જોઇએ તો પચાસ વખત સરવાળા કરો તોય બધા જ કમબખત જુદા.

લી—વારૂ ચાલો; તમે સરવાળા ન કરતા, બાકીની ખતવણી પુરી કરો. હું જરા જઈ આવું છું.

( લીલા જાય છે. )

[ છોટુ જોઈ રહે છે, બોલે છે—એ છે....
હજી છે.... એ....ગઈ....ગઈ....આહ કીસ્મત ! ]

છોટુ—( ગાય છેઃ )

**ગાયન ૫ મું**

( પીલુ કવાલી )

એ છે છતાં મારી છબી સામું નથી જોતી;
નામું લખી થાકયો રહું, આંસુ નથી લ્હોતી.
સંસારસમ ખડીઓ મહીં કાળી ભરી શાહી,
ખડીઓ એ ભરવા પ્રેમથી શાને નથી ધોતી ?
દેખાવમાં ઓછો નથી હું બહુ ભણેલો છું
બી. એ. ની ડીગ્રી લીધેલો છું
ચાહું છતાં મારા વગર ! રે એ નથી રોતી
પૈસા નથી, પ્રેમી નથી ને છે તો બીજાના
પોલાદને પાયે કરમમાં બેઠી પનોતી

કોઇ સુબુદ્ધિ આપજો એ બેકદર સ્ત્રીને
કહેજો : 'બીજું મળશે નહિ મારા સમું મોતી'
આ વિશ્વના મહેતાજીઓ માંહી બધે ઢુંઢી વળો
મારા સમો મ્હેતો નથીઃ 'છે અક્ષરો મોતી'

ઓહ નસીબ! તું કયાં છે? ઓહ હું ઇચ્છું છું કે નસીબ, તું આ કપાળ રૂપી અગાસીમાંથી હવે નીચે પડી જા. (લાલુ આવે છે)

લા–(સ્વગત) બસ પડી ગયો. તદ્દન પડી ગયો, આબાદ પડી ગયો. આ બુઠ્ઠો હીરાલાલ અને આ મીસ જેકોર બન્ને ખુરસી પર ડાચું વકાસી બેસી રહ્યા ને ફોટો આબાદ પડી ગયો. સારૂં થયું કે કોઇને વાગ્યું નથી, નહિ તો બાર વાગી જાત. (છોટુને જોઇને) એક આ જોને પણ નડયા કરે છે હમેશની પંચાત. લાવ જરા મુખો બનાવી સુકો દમ લગાવું. હવે છેલ્લો દાવ પોબાર કે લડાઈ જગાવું. War declered (પ્રકટ) મીસ્તર છોટુ!

છોટુ–(ગભરાયલો) જી...મેમસાહેબ, (પાસે અડોઅડ જાય છે.)

લા–આ શું? એટીકેટ શીખ્યા છો કે નહિ? કોઇ બાઈ માણસના અંગપર એકદમ ધસી આવે ને તે પણ એક ૬૦ રૂપરડીના પગારદાર કલાર્ક? છટ....છેટા બેસો.

છો–હાજી આ છેટો બેઠો....હું ઇચ્છું છું કે આપ ગુસ્સો કરવામાં ઉતાવળ નહિ કરો.

લા–ધેટસ્ રાઇટ. વારૂ તમારા હાથ ચોકખા છે કે?

છો–જી હા....મારા હાથ ચોકખા છે જ એમ હું ધારૂં છું.

લા–વારૂ ત્યારે તમારા ચોકખા હાથમાં આ કાગળ લ્યો....જુઓ એક હુકમ કરૂં છું તે બરાબર પાળજો.

છો–હું ઇચ્છું છું કે આપ ખુશીથી ફરમાવો, સાહેબ !

લા–ઓ યુ ગદ્ધા, મેમસાહેબ, બોલો.

છો–ભૂલ્યો ભૂલ્યો...મેમસાહેબ પણ ઇચ્છું છું કે હવેથી મને ગાળ ન દેવાય તો સારૂં; પછી જેવી આપની ઇચ્છા.

લા–જરૂર ગાળ દઈશ. યુ ઇડીયટ, ગદ્ધા, ડેમ ફુલ !

છો–હું ઇચ્છુ છું કે એટલી હવે બસ છે.

લા–જુઓ એ જાહેરખબર છે સમજ્યા.

છો–વાંચો જોઉં.

છો–( વાંચે છે ) જોઇએ છે, એક ખુબસુરત જવાન ગુજરાતી જાણનાર યુરોપીઅન બાનુને કોઇપણ શ્રીમંત ગુજરાતી એકલ દોકલ ગૃહસ્થને ત્યાં પ્રાઇવેટ સેક્રેટરી તરીકે નોકરી. પગાર ગમે તે. લખો બોક્ષ નંબર—

છો– (સ્વગત) ઓહ ! હું ઇચ્છું છું કે આ કંપની ટુંક મુદતમાં બીજે ગામ ઉપડી જાય.

લા–કેમ સમજ્યા ?

છો–હાજી....બરાબર સમજ્યો, આપશ્રી અહીંથી ખાલી કરી બીજે ઘેર સીધાવો છો તેથી મને ઘણીજ

દીલગીરી થાય છે અને હું ઈચ્છુ છું, કે આપને એક માનપાર્ટી આપવામાં આવે.

લા–શું બકો છ તમે? મીસ્તર? એ તો મારી માશીને માટે જાહેરખબર છે!

છો–(સ્વગત) હેં! ત્યારે મીસ જેકોર તો કાયમ મારા જીવ પર ચોંટેલાં જ રહેવાનાં, ઓહ કમનસીબ...હું ઇચ્છું છું કે તું હોસ્પીટલમાં જા.

લા–ચાલો જાઓ જલ્દી કરો. બધાં છાપાંમાં એ જાહેરખબર આપી આવો.

છો–વારૂ, મેમસાહેબ. (જાય છે.)

લા–બસ એ મારો છેલ્લો દાવ છે, આ સંસાર-બાજીમાં એકેય લખાણ બાકી નથી, આ ચાલાક પાજીનું ધન લીધું, લીલા લીધી, અપમાન કેરૂં વેર પણ, બસ ખેલ થાશે ખલાસ, બાકી દિવસ આખા છે જ ત્રણ; તે પછી આ લાલચંદ શ્રીમંત વરરાજા થશે, વાંકી મુકી ટોપી શિરે ને લાલ ઘોડે બેસશે.

સૌ સાહેબો પધારજો શોભા અમારી વધારજો
નાતમાં પેઠા પછી લાડુ જમી સીધારજો
પોલમાં પેસી જવામાં આ મઝાના માલ છે
જે જે અચકશે પેસતાં તે છોટીઆ! બેહાલ છે
માટે કહું છું, ડાયરી કાઢી તમે નોંધી લીયો
. જ્યાં જ્યાં જણાયે પોલ ત્યાં પેસી જવામાં માલ છે!

[ જાય છે ]

## પ્રવેશ ૪ થો

( છોટુ આવે છે. હાથમાં સારસાપરિલાની બાટલી છે. ગાય છે. )

રે....મારી સારસાપરિલાની બાટલી
એ તો થઈ ગઈ છે ઓછી ને આટલી રે
મારી.

મહેરબાન બાનુઓ ને ગૃહસ્થો, શાસ્ત્રો કહે છે કે કારણ વગર કાર્ય સંભવતું નથી, એ પ્રમાણ અનુસર કાંઈપણ કારણ વગર હું આય સારસાપરિલા પીધા કરૂં એ હરગીઝ સંભવતું નથી. સારલાપરિલા પીવા માટે મારી પાસે બે ગંભીર કારણો છે. જે ' આજ આજ ભાઇ અત્યારે ' સમજાવવા હું રજા લઇશ. લોકો કહે છે શહેરોનું પાણી એવું ખરાબ છે કે એથી વાળાનો રોગ થાય છે. મને પોતાને અનેક પ્રકારના વાળાઓએ આવી પીડા આપવી શરૂ કરી. દાખલા તરીકે ભાડાવાળો, દાણાવાળો, દુધવાળો, કોલસાવાળો અને ઘાસલેટવાળો ! આ શહેરના પાણીને લીધે જ મને આ પાંચ પ્રકારના વાળાનું દર્દ વધી પડયું અને તેથી જ મારા એક નપાસ થયેલા ડૉકટર મિત્રે પાણીને બદલે સારસાપરિલા પીવાનો હોકમ ફરમાવીયો છ. હવે બીજું કારણ એ છે કે એક જોશીએ કહ્યું કે એ બધા વાળાની પીડા એક નવી જાતના વાળાને પ્રતાપે મટી જાય છે. એ જાદુઇ દવા તે પૈસાવાળો. પૈસાવાળો થાય તો બધી પીડા જાય. એ માટે નોકરી કરવી જોઈએ. કમબખત હું

થવા ગયો આસીસ્ટન્ટ સેકરેટરી, તો કોઇ સેતાને બનાવી દીધો નામાવાળો. આખો દહાડો જમામાંથી ઉધારમાં જવું ને ઉધારમાંથી જમામાં. કાગળ સાથે માથાફોડ કરવી, આંકડાઓની સીડીમાં સરવાળા કરતાં ચઢવું ને બાદબાકી કરતાં ઉતરવું. ભોગજોગે પવનનો ઝપાટો સીડી સાથે ગુણાકાર કરે ત્યારે મારા મગજના હાડકાનો ભાગાકાર થઇ જાય એનું નામ નફ્ફો! કોઇ પણ રસ્તાનો ચાલનાર તમને કહેશે કે મારા મગજની સડક ધોવાઇને સાફ થઇ ગઇ છે. બસ એ મગજને શીયાળામાં ગરમી આપનાર ને ઉન્હાળામાં ઠંડી આપનાર પીણું તે આય સારસાપરિલા. આજ સુધીમાં પાંચ બાટલી પીધી ને આ છઠ્ઠી લગભગ ખલાસ કીધી; તો બી ગઈ કાલથી રોજમેળમાં એક લાખની શીલ્લક ઘટે છે તે નથી મળતી! જમેનો ટાંટીયો ઉંચો થઇ જાય તો ઉધારનો ટાંટીયો નીચે આવે; એમ ઉલ્ટાસુલટી ત્રાજવાનું પલ્લું ઉંચું નીચું થયા જ કરે ને સીધું રહે તો હીરાલાલ શેઠના બાપના જ સમ.

હવે છેલ્લો એક ચાન્સ છે. આ મધુરી લીલા અને તેનો વારસો જો મારી ટીકીટને લાગે તો જ મારૂં તગદીર હવે ઉંઘમાંથી જાગે; સારસા ને નામાના રોગ તો જ ભાગે; ઓ ભગવાન, તારો આ ભગત બસ એટલું જ વરદાન માગે.

(હીરાલાલ ઉતાવળમાં દોડતા આવે છે.)

હી–મીસ્ટર, જુઓ તો કેટલા વાગ્યા છે?

છો–(કાંડે જોઈ) બરોબર બાર ને પાંચમાં પાંચ કમ.

હી–એટલે કેટલા ? તમારી મીનીટોમાં પૂળો મુકો. કલાક કહો.

છો–બાર....એકઝેટ.

હી–નહિ નહિ બરોબર જુઓ, વખતે વધારે વાગ્યા હશે.

છો–માફ કરજો, હીરાલાલ શેઠ ! અમારા હિન્દુસ્તાનમાં બારથી વધારે વાગતા જ નથી. ફરી પાછું એકથી વાગવું શરૂ થાય છે.

હી–અરે ચક્રમ ! વખતે સવા બાર થઇ ગયા હોય તો મારે વાંદરાની ગાડી પકડવી છે.

છો–ત્યારે એમ કહોને ! હું દીલગીર છું કે એ ગાડી તો બે કલાક થયાં ગઇ....ઓફીસે હાજર થવા માટે હું મારી ઘડીઆળ બે કલાક પાછળ રાખું છું, ને સાંજે ચાર વાગે જવા માટે બે કલાક આગળ કરી દઉં છું.

હી–ત્યારે ટ્રેન ગઇ ? ખરેખર ગઇ ?

છો–હું ધારૂં છું કે ૯૯ ટકા ગઈ છે. બાકી એક ટકો બ્રેકવાનનો ડબ્બો છુટો પડી ગયો હોય તો ગાર્ડ સાહેબ જાણે.

હી–(સ્વગત) અરરર...ભારે થઇ ! મીસ જેકોરને પરણુવાનો આજનો વાયદો ચુકાઇ ગયો. બીજું તો કંઈ નહિ પરંતુ મારા વગર મીસ જેકોર પરણી જશે તો ? ચાલ એક તાર કરૂં (પ્રકટ) હં, છોટુ ! જલ્દી કર, એક તાર લખ. લખ જોઉં:–

મીસ જેકોર, મુકામ વાંદરા. દાણા-
વાળાની બાજુમાં. ટ્રેન ચૂકયો છું.
હું આવું ત્યાં સુધી પરણશો નહિ.

હીરાલાલ

છો-(સ્વગત) મીસ જેકોર પરણે છે? વેડીંગ સેરી-મની? કોની સાથે? હું ઇચ્છું છું કે તે આય બુઢ્ઢાની સાથે પરણે એટલે આ બુઢ્ઢો મારો જીવ ખાતો મટે....(પ્રકટ) વારૂજી, આ તાર લખું છું ને હમણા જ વાંદરા જઇ હાથોહાથ તાર પહોંચાડું છું.

હી-(માથું પકડી) અરે આ ચક્રમને તાર કરતાં ય આવડતો નથી....કોને કહું? શું કરૂં? કયાં જાઉં?

(લાલુ આવે છે.)

હી-(સ્વગત) હાશ....મારી લાજ પ્રભુએ રાખી. (પ્રકટ) ઓહો, તમે અહીં આવ્યાં તે ઠીક કર્યું. હું હમણાં જ તાર કરાવતો હતો. છોટુની ઘડીઆળની મીસ્ટેકથી હું ટ્રેન ચુકી ગયો. મને માફ કરજો, બાનુ! બહુ રાહ જોવી પડી હશે.

લા-અરે શું? રાહ જોતાં મારી આંખને આ જુઓ નવા ચશ્મા આવ્યા; એટલું જ નહિ પણ બધા વાજાવાળા, પડઘમવાળા, મસાલવાળા ને રેવડીવાળા વચ્ચે મારી ફજેતી થઇ. ( લાડથી રડે છે. )

હી-ઓહ! છાનાં રહો, મારાં વ્હાલાં જેકોરબાઇ!

છો–(સ્વગત) ઓત્તારી, મારી ઇચ્છા ઈશ્વરે પાર પાડી લાગે છે.

આ વાંદરા ને વાંદરીનો ખેલ અહીંયાં થાય છે,
ભાઈ આમ બેરૂં જોઇને બુઢ્ઢા દીવાના થાય છે;
અંગને મરોડે મોટા મુનીઓ લોભાવે....
જોઈલે....જોઈલે....આ છોટુના શ્રાપનો જાદુ!
ચાલ જીવ તાર આપી આવું. (જાય છે.)

હી–હેં....મીસ જેકોર, પણ તમે પરણ્યાં તો નથી ને?

લા–તમારા આવ્યા વગર મને પરણવું ક્યાંથી ગમે? (સ્વગત) કેમ ભઈ ખરૂં છે ને? સસરાની હાજરી વગર કંઇ લીલાનું પાણિગ્રહણ બની શકે?

હી–શાબાશ....વ્હાલી....તું ઘણીજ ડાહી છે. મારી ઇચ્છા છે કે તારૂં નામ આજથી મીસ જેકોર બદલીને ડાહીબ્હેન રાખું.

લા–[સ્વગત] હેં...ડાહીબ્હેન? ને બ્હેનને આ ઘરડો ભાઇ પરણવા બ્હાર પડયો છે? દુનીઆ તો જુઓ! (પ્રકટ) તમારે જોઇએ તો મોતીમા રાખો.

હી–નહીં બસ, ડાહીબ્હેન ઘણું સારૂં છે; કારણકે તારી અક્કલ પાસે મૂર્ખાઓ પાણી ભરે છે.

લા–પણ મારે તો પુરૂષનું નામ રાખવા ઇચ્છા છે: જેમ કે મફતલાલ, ગાંડાલાલ, ગરબડચંદ, ઘડબડચંદ....

હી–(સ્વગત) હેં....ચસક્યું લાગે છે.

લા–નહિ નહિ....લાલચંદમાં લાલ અને ચંદ બન્ને સમાઇ જાય છે, માટે મારૂં નામ મીસ લાલચંદ રાખો તો મને બહુ ગમે.

હી–પણ—

લા–નહિ બસ, લાલચંદ. એ જ નામ જોઇએ છે. ડાહીબેન ગાંડાની ઇસ્પીતાલમાં ગયાં અને જેકોરબાઇ જહાનમમાં ગયાં.

હી–પણ—

લા–નહિ બસ, મારૂં નામ લાલચંદ....લાલચંદ.... સત્તર વખત....લાલચંદ, બોલો છે કે નહિ? કબુલ છે કે નહિ? નહિ તો આપણો સોદો કેન્સલ–

હી–(સ્વગત) અરે મેં વળી આ યુરોપીઅન વાંદરીને નામની નીસરણી પર કયાં ચડાવી દીધી? તોબા છે, આ વાંદરીઓથી! એક હઠે ચડે તો બસ થઇ રહ્યું.

લા–શું જવાબ આપો છો? બોલો મને લાલચંદ કહીને બોલાવે છો કે નહિ? નહિ તો હું આ ચાલ્યો, ચાલ્યું, નહિ નહિ ચાલી....

હી– હં....મારી વ્હાલી લાલચંદ! મારા સમ તમે જાઓ તો. કબુલ છે, તમારૂં નામ લાલચંદ—

લા–( ગાલે હાથ ફેરવી ) હં, હવે કેવા વ્હાલા લાગો છો?

હી–(સ્વગત) આહા....શી ઠંડક! જાણે આઇસક્રીમનો કોળીઓ.

લા–પણ ના; હું તમને મારો સુકોમળ હાથ નહિ ફેરવું. મારે તમને નથી પરણવું.

હી–વળી શું થયું ? દાઢી ઉગી છે તેના કાંટા તો નથી વાગ્યા ને ?

લા–બસ તમે મને પરણાવો તો હું તમને પરણું....

હી–એ વળી શું ? હું તને મને પરણાવું ને તું મને તને પરણાવે—

લા–વાહ....તમે બાયડી સાથે પરણો ને હું ભાયડા સાથે પરણું, એ કંઈ બને ?

હી–એટલે તું કહેવા શું માગે છે ?

લા–બસ એ જ કે તમે મને કોઈ બાયડી સાથે પરણાવો પહેલા—પછી હું તમને મારા જેવી નખરેબાજ નાજનીન સાથે પરણાવું !

હી–અરે પણ તું બાયડી, તે બાયડી–બાયડીએ બાયડીને પરણવું છે ?

લા–હોવે....ખોટું ખોટું....

હી–પણ એવું ખોટું ખોટું પરણે તેવી બાયડી મારે ક્યાં શોધવા જવી ?

લા–જાહેરખબર આપો; નહિ તો પછી લીલા છે ને ?

હી–અરે પણ તું તેની ભવિષ્યની માતા–

લા–નહિ બસ. ત્યારે તો લીલા સાથે જ મને પરણાવો તો જ તમને હું પરણું—

હી–પણ–

લા–'પણુ' ગયું પણવા. બસ હા કહો તો હા, નીકર ના. શું જવાબ આપો છો ?

હી–(સ્વગત) પુરૂષનું નામ રાખવા દીધું તો હવે લીલા સાથે પરણાવો–હવે તો કાલે કહેશે કે મને મૂછ ગમે છે તો મોઢાપર ગમે તેમ કરીને ઉગાડી આપો. બાપ રે....આ બાયડી સાથે કેમ કરી સંબંધ બાંધવો ?

લા–(સ્વગત) સસરા જમાઈ તરીકે....

હી–(સ્વગત) ચાલો, બાયડીએ બાયડી પરણીને શું કરવાનાં છે ? બે ઘડી રમત કરે છે ભલે રાજી રહે ત્યારે. (પ્રકટ) વારૂ વ્હાલી જેકોર.

લા–ખબરદાર, લાલચંદ કહો—

હી–વ્હાલી લાલચંદ, જા તને ને લીલાને પરણાવીશ.

લા–હમણાં ને હમણાં—

હી–પણ હમણાં વાજાંવાળા, સાજનમાજન ડાઘુ–વાંસડા, કાથી, બધું કયાંથી લાવવું ?

લા–તો લખી આપો.

હી–(સ્વગત) આ પીડા એની મેળે લખાણથી જ ઠીક પતે તેમ છે. (પ્રકટ) લાવ કાગળ ને લખી દઉં. બસ તું તો જબરી છે ભાઇ.

લા–હા....બહેન.

હી–(લખે છે : )

મીસ ઝેકોસ્લોવોકીઆ ઉર્ફે લાલચંદ, તમને હું મારી લીલા પરણાવી આપવાને આ પત્રદ્વારા કબુલત આપું છું. આ કબુલતનામું મેં રાજીખુશીથી અને અક્કલ હુંશિયારીથી કરી આપ્યું છે.

લી. **હીરાલાલ** સહી દાઃ પોતે

લા–(કાગળ ખીસામાં મુકી) વ્હાલા હીરૂ....તમે મારા **પ્રેમની** પરીક્ષામાં પાસ થયા છો. હું તો તમારી મકસરી **કરતી** હતી.

હી–તે હું જાણતો હતો, મારી વ્હાલી લાલચંદ !

લા–વ્હાલી લાલચંદ ! કેવું મીઠું નામ, દીકરી હીરૂ ?

હી–હારે હા....દીકરા સેકોઝોલીયા, ત્યારે હવે આપણે **પુનર્લગ્ન** કરવા ક્યારે જશું ?

લા–પુનર્લગ્ન ? શું ?

હી–પુનર્લગ્ન એટલે કે ફરીવાર પરણવા કયારે જશું ?

લા–(ચાર આંગળી બતાવી) ચાલો, હમણાં જ.

છોટુ (પ્ર૦ કરીને)–ઓહ ! હું ઇચ્છું છું કે સ્વરાજ મળે, ત્યારે તાર ઓફીસને ગોળીથી ઠાર કરવામાં આવે. **શોધી શોધીને** થાકયો પણ તાર ઓફીસ ન મળી. (મડમ–ડોસાને જોઇને–સ્વગત) મારો દીકરો ડોસો, પકડાયો છે....મડમ સાથે પ્રેમ કરે એ, ને તાર આપવા જાય છોટુ ! આખરે તો નોકરી ને ? પણ નહિ–જે થાય છે તે ઠીક થાય છે. હું ઇચ્છું છું કે આ વાતની વધામણી **લીલાને** હું કહું; જેથી

લીલા મારા પર ખુશ થાય ને મારી જીવનસખી થવા તૈયાર થાય–બનવા જોગ છે.

લાલુ–(છોટુને જોઇ) ક્યાં મુવા'તા, મી. છોટાલાલ ?

છો–જી, તમને તાર કરવા ગયો હતો–મી. હીરાલાલના કહેવાથી.

લા–પછી તાર કરી આવ્યા ?

છો–નહિજી, હું ધારૂં છું કે હું તાર નથી કરી શકયો.

લા–કેવા હજામ જેવા છો ! તમે તાર કેમ ન કરી શકયા, તેનું કારણ હું જાણવા માગું છું.

છો–(સ્વગત) આહ....મારા સ્વમાનનો ધોળે દહાડે ભંગ ! હું ગ્રેજ્યુએટ છતાં હજામ જેવો ? આ એ બદામની માયડી પ્રાઇવેટ સેક્રેટરી છે, છતાં આવાં અસભ્ય સર્ટીફીકેટો આપે છે તો શેઠાણી થશે ત્યારે મારૂં શું કરશે ? કંઈ નહિ; હું ઇચ્છું છું કે હું લીલાદેવીને આ હકીકત જલ્દી જણાવું.

લા–કેમ મીસ્તર, કાન છે કે સુપડાં ? ભસી મરોને.

છો–(સ્વગત) જો હવે કુતરો કીધો ! ગાળ નંબર ૨ ! પ્રકટ) જી, મેમસાહેબ ! હું ધારૂં છું કે મને તાર ઓફીસ નહિ જડી.

લી–તમને તાર ઓફીસ કેમ નહિ જડી, તેનું હું કારણ જાણવા માગું છું. જલ્દી જવાબ આપો.

છો–આ પરદેશી સરકારે આખા મુંબઈમાં તાર ઓફીસ ખોલી જ નથી, એમ હું ખાત્રીપૂર્વક ધારૂં છું.

લા–હું બી ખાત્રીપૂર્વક માનું છું કે મારે તમારા જેવા ઉલ્લુઓને ડીસ્મીસ કરવા પડશે...

હી–હં....હં....બસ કરો મીસ....મારે ખાતર એનો ગુન્હો માફ કરો અને ચાલો આપણને હવે હવે મોડું થાય છે.

લા–ઓલરાઇટ, મી. હીરાલાલના માનને ખાતર તમને શકનો લાભ આપી છોડી મેલું છું–ચાલો જાઓ, નાસું કરો...ઇડીયટ, ડેમ ફુલ....ચાલો, ડીયર હીરાલાલ...આપણે હવે હસ્તમેળાપ કરી નાંખીએ. (બન્ને જાય છે.)

છો–(સ્વગત) ડીયર હીરાલાલનો હસ્તમેળાપ ? હમણાં ને હમણાં ? હું નથી સમજી શકતો કે માણસો લગન આટલે ઉતાવળે કેમ કરતા હશે ? મૂર્ખાઓ....તદ્દન મૂર્ખાઓ....તો બી ચાલ લીલાદેવીને હમણાં જ ખબર આપું ને ઈનામ ખાટું. ( બુમ મારે છે: ) લીલા બ્હેન....ઓ લીલા બ્હેન !

અંદરથી જવાબ–કોણ ?

છો–જરા દોડજો....જરૂરી કામ છે....એ તો હું, મીસ્ટર છોટાલાલ. (લીલા આવે છે.)

લી–(સ્વગત) ખડીઓ બડીઓ ઢોળાઈ ગયો લાગે છે. (પ્રકટ) એવું શું જરૂરી કામ છે, તે આમ મોટરના ભુંગળાની માફક બુમ મારો છો ?

છો–તમારા બાપાને મીસ જેકોર પરણી જાય છે.

લી–(સ્વગત) Impossible....આ ભેજાગેબને નાસું લખતાં આવી ને આવી કલ્પનાઓ સુઝયા કરે છે. (પ્રકટ) તમે શા પરથી કહો છો ?

છો–હું ધારૂં છું કે નજરે જોયેલા બનાવપરથી.

લી–તેની શી સાબીતી ? સ્વપ્નું તો નથી આવ્યું ને ?

છો–જુઓ આ તાર...

લી–(તાર વાંચી) આ શું ગોટાળો છે ? ક્યાં છે બાપાજી ને મડમ ?

છો–હું ધારૂં છું કે અત્યારે વાંદરા લોકલમાં બેઠાં હોવાં જોઇએ.

લી–(સ્વગત) આ ચક્રમને આ વાત જણાવવી ઠીક નથી. (પ્રકટ) કપાળ તમારૂં....તમે સમજ્યા વગર મી. છોટાલાલ, બહુ બાફો છો ! આ લગન તો મીસ જેકોરનાં તેના એક યુરોપીઅન મિત્ર સાથે વાંદરાના દેવળમાં થવાનાં હતાં ને તેમાં બાપાજી હાજર રહેવાના હતા; તેમાં તો તમે ક્યાંની ક્યાં વાત જોડી દીધી....

છો–(સ્વગત) હેં...ત્યારે ડીયર હીરાલાલનો હસ્ત-મેળાપ એ વળી શું કોઇ નવી ભાષા હશે? ઓશે બા....હું ધારૂં છું કે મારૂં અંગ્રેજી અને સંસ્કૃતનું જ્ઞાન કાચું હોવું જોઇએ....આહ ! કીસ્મત કેવું બદનસીબ છે ? મારા મનને કે આ ગંભીર ખબર આપી બદલામાં ઈનામ તરીકે લીલાના હાલની માગણી કરૂં...પણ કરમમાં રોજમેળ ને કલમ સિવાય બીજું કશું લખાયું નથી...ઓહ ! હું ઇચ્છું છું કે આ જીંદગીથી કંટાળીને શાન્તિ લેવા લંડન જેવા કોઇ એકાંત સ્થળે હું જતો રહું.

લી–વારૂ, છોટાલાલ ! ગઇ કાલનો રોજમેળ મેળવ્યો કે ?

છો–હા જી, મળી ગયું ?

લી–રોજમેળ મળી ગયું ?

છો–નહિ જી, રોજમેળ ન્હોતો મળતો, તેનું કારણ મળી ગયું...

લી–એ વળી શું ?

છો–ફક્ત એક લાખની ભૂલ છે–શીલ્લક ઘટે છે....તે જણાઈ આવ્યું–એટલું શોધતાં મને આખો દિવસ લાગ્યો ને કપાળે પરસેવો આવ્યો.

લી–એક લાખની ભૂલ ? જોઉં રોજમેળ ?

( જુએ છે. )

લી–(ગભરાઈને) હેં....આ શું ? બેંક ખાતે જમા રૂપીઆ એક લાખ, બાબત જે હીરાલાલ શેઠે ચેક લખી મડમ સાહેબને આપ્યો તે ! ને વળી ઉધાર કોઇ ખાતે કર્યું નથી ! જરૂર જબરો ગોટાળો છે. (પ્રકટ) છોટાલાલ ! તમે દોડો, બેંકમાં જાઓ. ચેકનાં નાણાં અટકાવો. હું જાઉં છું વાંદરા. જાઓ જલ્દી કરો.

( બન્ને દોડે છે. )

## પ્રવેશ ૫ મો

( લીલા આવે છે. )

લી–(સ્વગત) ક્યાંય પત્તો નથી. વાંદરા ગઈ તો ત્યાં તો કાગડોયે ફરકતો નહોતો. ખબર નથી પડતી કે શો ગોટાળો છે ?

( છોટુ આવે છે. )

લી—કેમ મી. છોટાલાલ, બેંકમાં જઈ આવ્યા ?

છો—હા બ્હેન.

લી—શું થયું ચેકનું ? બોલો, જલ્દી બોલો.

છો—ચેક તો વટાવી લેવામાં આવ્યો છે.

લી—ક્યારે વટાવી લેવામાં આવ્યો ?

છો—અડધા કલાક પહેલાં ચેકનાં નાણાં કોઈ લઇ ગયું છે.

લી—પણ તમને તો મેં એક કલાક પહેલાં મોકલ્યા હતા ને ?

છો—હા...પણ...મારી દાઢી જરા વધી હતી, તે હેરકટીંગ સેલુનમાં થોડો રોકાયો હતો. હું ધારૂં છું કે એ કંઇ મારો ગુન્હો નથી.

લી—(સ્વગત) ખલાસ...આ ચકુમે લાખ રૂપીઆ પર પાણી ફેરવ્યું. (પ્રકટ) વારૂ, કોણ વટાવી ગયું, તેની કંઇ તપાસ કરી ?

છો—માફ કરજો, લીલાબ્હેન ! ચેક કોણ વટાવી ગયું, તે પ્રશ્ન બહુ કીંમતી નથી, એમ હું ધારૂં છું...કદાચ હોય તોય બેંકવાળા કહી શકત નહિ એમ હું માનું છું.

લી—(સ્વગત) ઓહ ભગવાન, આને હું શું કરૂં ?

( હીરાલાલ અને મડમ આવે છે. )

લી—આ શું બાપાજી ?

હી—( હસીને ) બેટા, આ તારી સાવકી માને પગે લાગ.

લી–પણ એ તમે શું કર્યું ?

છો–પુનર્લગ્ન !

લી–શું તમે મીસ સ્લોવોકીયા સાથે નાતરૂં કર્યું ?

હી–હં...અં...

લી–તમે જાણો છો કે આખી કોમમાં તમારી ઇજ્જતની ધૂળધાણી થઇ જશે ?

છો–(સ્વગત) આહ ! ખરેખર શેકશપીયર કહેતો હતો કે પ્રેમ આંધળો છે.

હી–તે ઈજ્જત કંઇ મારા પગ દાબવા આવવાની છે ? બાયડી હશે તો પગ તો દાબશે !

લા–(સ્વગત) હેં પગ દાબશે ? તે કંઇ નહિ બને. હું જ પગ દબાવરાવીશ...(પ્રકટ) ડીયર હીરૂ, જરા મારા બુટની દોરી છોડોને ! મને ડંખ પડયો છે...

હી–હા...હા....મધુરી જેકોર...(છોડે છે.)

છો–લ્યો લીલા બ્હેન ! લેતાં જાઓ, આ છોટુને ઉલ્લુ ગણી કાઢવાનું ફળ....મારી સાથે પ્રેમ કર્યો હોત તો આ ફળ આવત ?

લી–આઘો ખસ, ઉલ્લુ ! વારૂ, બાપાજી ! લાખનો ચેક તમે કોને આપ્યો ?

લી–તે તો આ તારી બાને કરીઆવરમાં આપી આણું વળાવ્યું.

લા–નહિ, લીલા બાનુ ! મારા ડીયર હીરૂની ભૂલ છે. તે તો તેમણે મને Dowry યાને પહેરામણીમાં આપ્યો છે.

લી-તમે બન્ને શું બકો છો ? બાપાજી કહે છે, કરિયાવરમાં આપ્યો ! તે એ શું તમારી દીકરી બીકરી થાય છે, કે તમે કરીઆવર આપી સાસરે વળાવી ? ને મડમ કહે છે, કે પહેરામણી ! કેમ જાણે એ કુભારજા મારા બાપાજીની જમાઇ થતી હોય તેમ !

લા-(સ્વગત) જમાઈ, જમાઈ, સાડી સત્તર વખત... માત્ર અડધા કલાકની વાર છે....

લી-બાપાજી ! હું સમજી શકું છું કે તમે તેમને લુગડાં દાગીનાના આપ્યા છે; પરંતુ તે શું એક લાખ ?

હી-હા...એક લાખ....મારી મરજી ! હું કમાઉં છું ને હું ખરચું છું.

લા-ખરેખર છે, મીસ લીલા ! Please, mind your own business !

લી-મીસ સ્લોવોકીયા !-

હો-અરે....વહાલાં માતુશ્રી અથવા મીસીસ હીરાલાલ, એમ કહેવું જોઇએ એમ હું માનું છું.

લા-જી, મીસ લીલા !

હી-આહા...મા દીકરી કેવાં શોભે છે ? જાણે રામ લક્ષ્મણની જોડી...ભુલ્યો ભુલ્યો, કેકયી મંથરાની જોડી !

લી-મારા ઘરમાં તમે આવું તોફાન જગાવશો, એમ મેં ન્હોતું ધાર્યું.

લા-બાનુ ! પરણવું, એ શું તોફાન છે ? એ તો તદ્દન

કુદરતી બાબત છે. તમે પણ ટુંક મુદતમાં એ તોફાન આદરશો...(સ્વગત) તે પણ હમણાં જ, આ સેવકની સાથે.

લી–આ તમારો ગુન્હો હું કદી માફ નહિ કરી શકું. મારો બાપ તો સાદી બુદ્ધિ નાઠી હોઇ બગડયા, પણ તમારા જેવાં ભણેલાં સુધરેલાં યુરોપીઅન બાનુ એવે રસ્તે જશે, એમ મેં સ્વપ્નેય ન્હોતું ધાર્યું.

લા–તમારે મને માફ કરવું જ પડશે–તમો બંધાયલાં છો.

લી-કેવી રીતે ?

લા-(કરાર કાઢી) આ તમારો કરાર નંબર એક... મારો ગમે તેવો ગુન્હો તમે માફ કરશો ને પ્રેમ ઓછો નહિ કરો, એવું તમે લખી આપ્યું છે !

લી–બરોબર છે... મીસ સ્લોવોકીઆનો ગુન્હો માફ કરવા તૈયાર છું, પણ મીસીસ હીરાલાલનો નહિ.

છો–શાબાશ, મારી બારીસ્ટર લીલી ! તારી ક્રોસ એકઝામીનેશન પર આફ્રીન...

લા–(સ્વગત) ઓત્તારી ! આણે તો કાયદામાંથી બારીકી કાઢી–કરારમાંથી પોલ કાઢી ! એ પેસે તે પહેલાં જ તું પેસ, દીકરા લાલુ ! નહિ તો રખડયો જાણજે...(પ્રકટ) મીસ લીલા તમારી સમજફેર છે. મી. હીરાલાલને મીસીસ હીરાલાલ પરણ્યાં નથી, પરંતુ મીસ ઝેકોસ્લોવોકીયા પરણ્યાં છે; માટે તેમનો ગુન્હો છે, જે તમે માફ કરવા બંધાયલાં છો.

લી–(માથું ખંજવાળી) બંધાઈ ગઇ...તોબા, આ યુરોપીઅન લોકોની બુદ્ધિથી તો—

લા–(સ્વગત) હં...સાક્ષી ગભરાય છે. હવે આગળ વધો. ( પ્રકટ ) વારૂ, મીસ લીલા ! તમે તમારા કરાર પ્રમાણે મીસ ઝેકોસ્લોવોકીયા પરનો પ્રેમ કાયમ રાખવા તૈયાર છો કે નહિ ? તમે તેમને ચાહો છો કે નહિ ?

લી–(સ્વગત) વળી ક્યાંક બંધાઇ જઇશ તો ? વિચાર કરીને જવાબ આપવો પડશે.

લા–ચાલો, જવાબ આપો જલ્દી...કોર્ટ ખોટી થાય છે !

લી–નહિ, મીસ ઝેકોસ્લોવોકીયાને નહિ; પરંતુ તેની અંદર જે સુંદર આત્મા છે–જે વ્યકિત છે, તેને ચાહું છું.

લા–(સ્વગત) પંખી એની મેળે પાંજરામાં આવે, તેમાં હું શું કરૂં ? (પ્રકટ) ખરેખર ?

લી–બાપના બોલથી...

લા–(ઉપરનો ઘાઘરો અને બ્લાઉઝ, વીગ વગેરે કાઢી) તો લીલા ! તારા હાથનો ઉમેદવાર આ લાલુ, મીસ ઝેકો-સ્લોવોકીયાની અંદર સમાયલી વ્યક્તિ–એ સુંદર આત્મા, તારો પ્રેમ ચાહતો હાજર છે.

છો–બાપ રે ! દુનીઆની આઠમી અજાયબી ! બાયડી-માંથી ભાયડો નીકળ્યો....

હી–અરે ! આ શું ? આ તો ભાયડો છે ! મારો શેરો અલાધીઓ ! હાય હાય ! હું શું આ ભાયડા સાથે પરણ્યો ?

હરિ ! હરિ ! મારા એક લાખ લુંટાઈ ગયા રે....ઓ....ઓ... (પોક મુકે છે.)

લી–બાપાજી, આ કરણીનાં ફળ લેતા જાઓ !

લા–ગભરાશો ના, ડીયર હીરાલાલ ! (ઘાઘરો આપી) આ તમારાં મીસ સ્લોવોકીયાનાં બાકી રહેલાં ખંડેર છે, તેમની સાથે પ્રેમ કરજો...

લી–તમે કોણ છો, મીસ્ટર ?

લા–જી, હું ભાયડો છું અને સેવકનું નામ લાલચંદ છે, જે તમને હૈદ્રાબાદ મળ્યા હતા એવી વાતો કરતા હતા તે.

લી–તમે મારી પાસે નોકરીના ઉમેદવાર તરીકે આવ્યા હતા, ખરૂં ?

લા–હા, બાનુ !

લી–તમને યાદ છે કે મેં તે દહાડે તમારૂં નાક કાપ્યું હતું ને ભલાઇથી જવા દીધા હતા ?

લા–હાજી, બરોબર યાદ છે ! તે દિવસે તમે મારૂં નાક–અરે આખા ગુજરાતનું નાક કાપ્યું હતું, તેથી જ મેં આજે તમારૂં બધાંનું નાક કાપ્યું છે ને તમારી ભલાઇને લીધે તો મારે બાયડી થવું પડયું, મીસ લીલા !

લી–ખરેખર, ત્યારે તમે પણ વિધવા નહિ તો એક ખાનદાન કુમારી અને તેની મિલ્કતપર મરી પડનારા એક જેન્ટલમેન લોફર નહિ તો બીજું શું ?

લા–બાનુ ! મને માફ કરજો, પરંતુ જુવાન છોકરીઓ પર મરી પડવું એમાં ગુન્હો જ શો છે, તે તો બતાવો ? રોમીયો જુલીયટપર મરેલો ને ફરહાદ શીરીંપર, મજનુન લયલાપર પડેલો ને આ લાલુ આ લીલાપર ! લીલા ! દુનીઆ દોરંગી છે. કોણ કોનાપર લોભાતું નથી ? ઉછળતા લોહીના જુવાનીઆઓ કદાચ લોભાઈને ભૂલ કરે તે સ્વાભાવિક છે; પણ જેનાં ઉતરતાં પાણી છે, જેના ધોળા થયેલા વાળ છે, જેણે ઘણા જોયા છે જમાના, તેવા બુઢ્ઢાઓ પણ બાનુઓપર કેવા મરી પડે છે, તેના આ જો ફેન્સી તરેહવાર નમૂના ! (બંડલ ફેંકે છે.) મારી જાહેરખબરના જવાબમાં આ જો, સૌથી પહેલા તારા કાકા સર કકલભાઈ; જાહેરખબર આપનાર યુરોપીઅન બાનુને કેવી કાકલુદી-ભરી અરજ કરે છે ! આ જો, બીજા તારા મામા ઓનરેબલ મી. માવજીભાઇ ! પોતાનો શૃંગારી લેબાશમાં પડાવેલો ફોટો મોકલી ધોળી મડમના પ્રેમની કેવી દયાજનક રીતે ભીખ માગે છે ! ત્યારપછી એવા બીજા ૧૫૦ નંગ છે. એ બધું આંખો ખોલી જોતી જા...સહન ન થાય તો રોતી જા...તેથી યે ન ધરાય તો આખર આ જીવતો નમૂનો, આ તારો જ બાપ ! જો પોતાની કોમ, પોતાનો ધર્મ, પોતાનાં ફરજંદ શું ખાશે તેની ચિંતા, એ બધું વેચી યુરોપીઅન બાનુ ખરીદનાર એ નમુનેદાર બાપની ચીઠ્ઠી જો....એની છબી જો...એ બધું જોઇ જોઇ જીગરમાં જડી લે...જુવાન જીવોને દુભતાં પહેલાં આ બુઢ્ઢાપર રડી લે !

લી–( આંખે હાથ દઇ ગળગળી થઈ ) અરે, એક નજીવી ટીકાનું આવું ક્રૂર વેર વાળશો ? એક અકર્મી બાપ અને થોડા બુઢ્ઢાઓ ખાતર આ ગરીબ લીલાને બાળશો ?

લા–થોડા, મુઠીભર નીચ જુવાનીઆઓ ખાતર આખા ગુજરાતને હીણવાની પહેલ તમે કરી છે !

લી–હા, એ મારી ભુલ મને આજે જણાય છે.

લા–અને આજે મારૂં એ જુનું વેર વસુલ થાય છે.

લી–પરંતુ, મી. લાલચંદ ! ભૂલ કબુલ કરાવવા માટે અને વેર વસુલ કરવા માટે, તમે દીધેલો દગો હું માફ નહિ કરૂં !

લા–(સ્વગત) દીકરા લાલુ, કોમીકમાંથી આ અણધાર્યો ટ્રેજીક સીન આવી ગયો છે; માટે ચાલ, પાઘડી ફેરવી બાંધ. (પ્રકટ) વારૂ, લીલાદેવી ! માફ કરો કે ન કરો, હું હવે તમારા હાથની માગણી કરૂં છું !

લી–અમને આટલાં સતાવી મને હવે માગવા નીકળ્યાં છો ? કયા મોઢાથી ?

લા–તમારો જ કરાર વાંચો ! (આપે છે.) શિવનું તપ કરી મેં પુરૂષત્વ મેળવી સાબીત કરી આપ્યું છે. હવે તમે તમારૂં વચન પાળો.

લી–( રોતી ) ઓહ પ્રભુ, શું અસત્ય ને દગાનો જય થશે ?

હી–અરે પણ મીસ્ટર, દીકરી તો મારી છે ને ? મારી રજા વગર તે કેમ પરણી શકે ?

લા–(લાડથી) માય ડીયર હીરૂ, તમે બી મૂર્ખાઇનો થોડો રસ્તો માપ્યો છે–લાલચંદને લીલા પરણાવવા તમે આ કરાર કરી આપ્યો છે. જુઓ !

હી–હાય હાય ! હું પણ બની ગયો !

લી–(ઠંડી પડી) મીસ્ટર લાલચંદ, મારી એક વાત સાંભળશો ?

લા–ખુશીથી...અને તમારી વાતો કાયમ સાંભળવા માટે તો હાથ માગું છું.

લી–અમે કબુલ કરીએ છીએ કે તમે જીત્યા છો, અમે હાર્યા છીએ–

લા–(સ્વગત) કન્યાપક્ષવાળા સદાય હારેલા જ હોય છે!

લી–કબુલ છે કે તમે તમારી બુદ્ધિ–ચાલાકીથી અમને મુર્ખ બનાવી ઘરમાં પેઠા, મારા બાપને બનાવી લાખ જીત્યા, મને બનાવી મને જીત્યા; પરંતુ તમે મને માગો છો કે મારા દીલને ?

લા–(સ્વગત) આ સવાલ ફારસમાં ન હોય ! ગંભીર સવાલ છે. (પ્રકટ) મીસ લીલા, દીલ વગર કદી બે આત્મા એક થઇ શકે ?

લી–તો લાલચંદ, દીલ શું આમ દગાથી મળી શકે ? મારૂં શરીર જીત્યા છો તો મારાં હાડકાં ચામડાંનો આ બંગલો ઉપાડી જાઓ, મિલ્કત જીત્યા છો તો તે પણ લઈ જાઓ; પરંતુ મારૂં દીલ ! મારૂં દીલ નહિ મળે... દગાથી દીલ કદી નહિ મળે !

લા-(સ્વગત) આહ ! કેવું સાફ, નિર્મળ અને પ્રેમાળ દીલ ! ખરેખર, આજે હું સમજી શકું છું કે-

પોલ શોધી પેસવામાં બુદ્ધિ કેરૂં કામ છે,
પણ બુદ્ધિ જો અવળી થઇ, છળનું એ બીજું નામ છે;
ચાલાક બુદ્ધિથી બધા જડ લાભ મળતા માનથી,
પણ બુદ્ધિથી આ દીલ કદી સ્વપ્નેય જીતાતાં નથી.

(પ્રકટ) લીલા ! તારા સુંદર અને મધુર શબ્દોથી મને મારા પાપનું ભાન થાય છે. મને એનું પ્રાયશ્ચિત નહિ બતાવે ?

લી-તમને સાચું ભાન થાય છે ?

લા-હા, એ મારા અંતઃકરણનો અવાજ છે.

લી-તો પ્રાયશ્ચિત એક જ છે.

લા-મને કહે,મારી મધુરી લીલાના આત્માને સંતોષ આપવા મને એ પ્રાયશ્ચિત કરવા દે.

લી-એ રૂપીઆ એક લાખ મારા બાપને પાછા આપો અને મારાપરનો તમારો હક્ક જતો કરો.

લા-આવું કઠોર પ્રાયશ્ચિત ?

લી-વગર પાપે સીતાજીએ અગ્નિમાં પેસી પ્રાયશ્ચિત કરેલું, એ હિંદુઓના કઠોર ધર્મની શોભા તમને યાદ છે.

લા-હા, યાદ છે-બરોબર યાદ છે. લીલા ! હું સાચો હિંદુ છું. એ સીતા ને રામની હું પ્રજા છું. આ લાખનો ચેક પાછો લે : (ચેક આપે છે.) એ ધન મારૂં નથી અને લીલા, તારાપરનો મારો હક્ક છોડવા માટે આ બધા કરારો ફાડી નાખું છું. લીલાદેવી ! મને મારા દગાની ક્ષમા આપો.

પુજ્ય હીરાલાલભાઈ, મને માફી આપો. હું આપની રજા લઉં છું. આ દગાબાજને ભૂલી જજો.

(લાલુ જવા માંડે છે.)

હી–શાબાશ! આવો પ્રમાણિક દગાબાજ ક્યાંય ન જોયો.

લી–(સ્વગત) અહા! કેવો પ્રમાણિક? ખરેખર! એની અંદર દગો નથી, દગો બ્હાર છે. મળેલા લાભો આમ પલકારે જતા કરવા એ દગાબાજોની શક્તિની બ્હાર છે કેવો સુંદર ને ઉદાર આત્મા? મારા પ્રેમ ખાતર મળેલા લાભોને એક શબ્દથી ઠોકરે મારનાર આવા નિર્મળ આત્માને હું અન્યાય નહિ કરૂં. (પ્રકટ) લાલુ! વ્હાલા લાલુ, હું તારી છું. ઉદારતાને સુંદરતા હમેશ માથું નમાવી નમે છે.

લા–ખરેખર, લીલા?

લી–હા, મને સ્વીકાર.

લા–પણ તારા પિતાની મંજુરી?

હી–મારી મંજુરી છે, મારાં બાળકો! લાલુ જેવો લુચ્ચો છતાં સાચ્ચો જમાઈ મને બીજો ક્યાં મળશે?

છા–(સ્વગત) હું રખડી પડયો છું, એમ હું હવે ખાત્રીપૂર્વક ધારૂં છું. આ લાલચંદે કેવો સરસ કીમીયો લગાવ્યો? કંઇ નહિ; હું ઇચ્છુ છું કે હવે એવી બીજી જાહેરખબર આવે અને હું એ જ પ્રમાણે પોલમાં પેસી જઈ પાછો આવતો રહું.

**ગાયન**

લાલુ—દાખલો આ લાલુનો જોઈ અરે કોઈ શીખજો,
જ્યાં જ્યાં જણાયે પોલ ત્યાં પેસી જવામાં માલ છે.
લી—લુચ્ચા આ લાલુ કંથજીનું કોઈ સાંભળશો નહિ;
જ્યાં જ્યાં જણાયે પોલ ત્યાં આવો દગો કરશો નહિ.
લા—થઇ જાય જો કદી ભૂલમાં લુચ્ચાઈથી આવો દગો;
તો ઝટ કબુલી ભુલ માફી માંગવામાં માલ છે.
પોલમા પેઠા પછી આવી મધુરી સાંપડે,
મહારાજ બોલાવી તુરત પરણી જવામાં માલ છે;
પરણ્યા પછી ડુમ્મસ કે સીમલા, દેવલાલી દાર્જીલીંગ,
કે મહાબળેશ્વર માણવા નાસી જવામાં માલ છે.



# રંગભૂમિપર ચડાઈ!

( એક હાસ્ય પ્રહસન )

[ પ્રાસ્તાવિક : આજકાલ એમેચ્યુર્સ નાટકમંડળીઓ એટલી બધી જન્મતી જાય છે કે કદાચ સંતતિનિયમન વિષેનું સાહિત્ય તેમના ઉપયોગનું વધારે લાગે ! પણ શું ઉપાય ? એ પવન જ એવો છે કે એમેચ્યુર મંડળીઓ જન્માવે જ છૂટકો ! ભલે, જન્મવા દ્યો; પરંતુ ગુજરાતને હવે 'ગંભીર રંગભૂમિ'ની જરૂર નથી. એ ભૂમિ હવે 'રમુજભૂમિ' થવી જોઈએ. આ સંદેશ આપવા માટે નીચેનો એક પ્રવેશ લખાયલો. કર્તા ]

પાત્રો:—

**લેખક**—સહી દસ્કત પોતે

**સુત્રધાર**—એક માગી આણેલો મિત્ર

**મીસ્ટર નટી**—મિત્રનો મિત્ર, જે સ્ત્રી પાત્ર ભજવવાની ના પાડતા હોવાથી, તેમના નામ આગળ મીસીસને બદલે મીસ્ટર મુકવું પડયું છે.

**કુટુંબ પરિવાર**—ખુદાબખસ ઓડીયન્સ

સ્થળ—દસ રૂપીઆના ભાડાની એક ઓરડી

સમય–શનિવારનો એક ખેલ જોવા જતાં ઉજાગરો
માથે પડેલો હોવાથી, રવિવારે સવારે ૯ વાગે
ઉઠીને ૯ા વાગે ચાહ પીધા પછી.

**મંગળાચરણ**

સુત્રધાર ને નટી–

( રાગઃ તાનસેનનો દરબારી કાફરો, તાલ ધ્રુપદ )

ગોડ સેવ અવર ગ્રેશ્યસ કીંગ

(અસ્તાઈ) લોંગ લીવ અવર નોબલ કીંગ. ગોડ સેવ ધ કીંગ

(અંતરો) સેન્ડ હીમ વીકટોરીયસ

હેપી એન્ડ ગ્લોરીયસ

લોંગ ટુ રેઇન ઓવર અસ....ગોડ.

( સાખી, જપતાલ )

અચ્યુતમ્ કેશવમ્ રામ નારાયણમ્

કૃષ્ણ દામોદરમ્ વાસુદેવમ્ હરે

શ્રીધરમ્ માધવમ્ ગોપિકા વલ્લભમ્

જાનકી નાયક રામચંદ્રમ્ ભજે.... ગોડ.

સુત્રધાર–બોલો....હર....હર....મહાદેવ.

મીસ્ટર નટી–હલ્લો મીસ્ટર પ્રાણનાથ, આજ આ બધા આડોશપાડોશના માણસો ભેગાં કરીને શું ધાર્યું છે? શું શીખંડ પુરીની નાતબાત કરી છે?

પ્રાણનાથ–લ્યો સાંભળો! આ દોઢ ગહિનાથી રીહર્સલ કરી છે છતાં ભાઇ પુછે છે! એઇ નટીયા, ભુલી જાય

છે કે આપણે આજે નોકરી ધંધા ઉંચા મુકીને ( રજા હોવાથી) નાત નહિ પણ નાટક ભજવવા નીકળી પડયા છીએ તે ?

મી. નટી–મને તો ભલેને ખબર રહી. પણ (હાજર રહેલા મિત્રોને, પાડોશી બતાવી ) નાટકના શીરસ્તા પ્રમાણે આ ઓડીઅન્સને તો જણાવવું જોઇએને કે તું આજે મારા અને લેખકના ભેગા બળથી પુરભપકાથી ફુલાણો વાઘ મારવાનો છે ? એ તારા જાનૈયા શું જાણે કે આજે સતનારાયણની કથા છે કે ફારસની મિજલસ ?

પ્રાણનાથ-તેમને બધાને ખબર છે. તારા કરતાં બધા ઓછા ભોટ છે.

મી. નટી–પણ આ બધાને ખબર છે તેનો પુરાવો શું?

પ્રાણનાથ–અંહી હાજર છે તે શું પુરાવો નથી ?

મી. નટી–પણ મેં ને તેં રીહર્સલ કરી છે તેનો શું પુરાવો ?

પ્રાણનાથ–અરે અક્કલ, તો પછી તેં આ મંગળાચરણનું ગાયન ક્યાંથી ગાયું ?

મી. નટી–પણ મેં ગાયું છે તેનો પુરાવો શું ?

પ્રાણનાથ–ઓતતારી, આ તો કોઇ પુરાવાશંકર લાગે છે! આ મેં મારા સગા કાને સાંભળ્યું, બધાએ સાંભળ્યું ને છતાં તું પુરાવો માગે છે ?

મી. નટી–નહિ; કાયદા પ્રમાણે સાંભળ્યું હોય તે પુરાવો ન કહેવાય. નજરે જોયું હોય તે જ પુરાવો કહેવાય.

બાકી તારા અને આ બધા મિત્રોના કાન જુઠ્ઠા છે. જો, બાબત એમ છે કે હું તો ગાયન ભૂલી ગયેલો હોવાથી ખાલી હોઠો હલાવતો હતો અને તને ગાયન ગાવા દેતો હતો

પ્રાણુનાથ–ઓતતારી, આણે તો બનાવ્યા ! હવે ખબર પડી કે ગાયનમાં કેમ દમ ન્હોતો ? !

( ઓડીઅન્સમાંથી પીટ કલાસમાં બેઠેલાં એક બાઈએ બુમ પાડી : ' મેર....અભાગીયા ' )

( આ વખતે લેખક બ્હારથી યુરોપીયન ડ્રેસમાં ઘેર આવી ચઢે છે. ખભાપર બેટ છે ને પગે લેગગાર્ડસને બદલે ઓશીકાં બાંધ્યા છે. મોઢામાં જર્મનીનું વાજું છે. )

પ્રાણુનાથ–લ્યો આ જહુભાઇ, લેખક સહી દસ્કત પોતે પધાર્યા. પણ આ ખભાપર બેટ શાને ?

લેખક–(હસીને) મૂર્ખાઓ રે....

ઓડીઅન્સ–હો........રે....

લેખક–મારી વાત સાંભળશો કે ?

ઓડીઅન્સ–હા....રે....

લેખક–તો સાંભળો.

ધંધા બધા ઉંચા મુકી બસ હાથમાં લ્યો બોલબેટ;
રાત દિવસ ખાઈ પી ને ખેલવા માંડો ક્રીકેટ.
ઉન્નતિ, મુક્તિ, સુધારો, લાવવા સેવક કહેઃ—
સરસ રીત તો એજ કે બસ ખેલવા માંડો ક્રીકેટ.

ભાઇઓ, બ્હેનો અને ભાણેજો! અસહકાર, સત્યાગ્રહ, સવિનયભંગ, બેઠો બળવો, રેંટીઓ, વગેરે જાતજાતની ‘સ્પીન’ કરેલી લેગબ્રેક અને ઓફબ્રેક બોલોથી જ બેટસમેન રૂપી હિંદી સરકારના હાથમાંથી બેટ રૂપી સત્તાનું લાકડું ખુંચવી લઇ તેને હિંદુસ્તાનમાંથી આઉટ કરી શકાશે. એટલે કેઃ–

સ્વરાજ લેવું હોય, તો પણ ખેલવા માંડો ક્રીકેટ,
ભાષણો ને લેખની બસ બાઉન્ડરી કકડાવીને,
સેંચરી નોંધાવવા બસ ખેલવા માંડો ક્રીકેટ.

પ્રાણનાથ—અલ્યા પણ તું તો રંગભૂમિનો પુનરૂદ્ધાર કરવાની વાત કરતો હતો ને?

લેખક–તે પણ ખરૂં છે. સાંજે બોલબેટ ને રાતે રંગભુમિનો પુનરૂદ્ધાર! હવે હું જીમખાનેથી પરવારીને આવ્યો, એટલે આ કાર્ય હાથમાં લેવા તૈયાર છું; પણ આ શું ? તમે બધા પેલા ટ્રાફીકના સિપાઈ માફક જડપૂતળા બનીને શું જુઓ છો ?

મહા મુશીબતથી આ મૂર્ખા–મંડળી ઉભી કરી;
મંગળાચરણમાં આ બધા નાટક કરે છે કે મશ્કરી ?

એલા પ્રાણીયા, તું કેમ રીહર્સલ આગળ ચલાવતો નથી ?

પ્રાણનાથ–પણ આ નટીઓ બધી બાબતના પુરાવા માગે છે. કહે છે કે નજરે જોયું ન હોય, ત્યાંસુધી મજબુત પુરાવો ન કહેવાય; તો પછી હું કહું છું કે નટીયાએ પોતે

પોતાનો જનમ જોયો નથી, એટલે તે જનમ્યો છે તેનો શું પુરાવો ?

નટીઓ–શું હું જનમ્યો નથી એમ? આ મૂર્ખાને કયા હજામે સુત્રધાર બનાવ્યો ?

લેખક–મેં બનાવ્યો, મેં. તારા કરતાં સારો હજામ છું !

મી. નટી–એઇ, લેખક બેખક તું તારા ઘરનો કે નાટકનો ! મોઢું સંભાળીને બોલજે. નાટક કરવાની સહી છે, કંઇ ગાળ દેવાની સહી નથી કરી. તારે ગાળ દેવી હોય તો હું આ ચાલ્યો....નથી રમતા....જા.

( જવા યત્ન કરે છે. )

લેખક ( દોડીને ):—

હં....હં....દીકરી નટીઆ, ડાહી થા,શાને રીસાય એવડી ?
તારા જવાથી તારી ને બધાની થાશે રેવડી !

ચાલ દોસ, હવે જો એક પણ દઉં ગાળ તો તારો તમાચો ને પ્રાણનાથનો ગાલ !

પ્રાણનાથ–ઓહોહો....આ લેખકને મારાપર કેટલું બધું વ્હાલ ? હાય....હાય રે જદીઆ !

નટીઓ–બધી વાત પછી; પહેલાં તું સાફ કહી નાંખ કે આ બધું શું ધાંધલ છે ? તું કહેવા શું માગે છે ?

લેખક–તો જુઓ, બધા સાંભળો.

હું એમ કહું છું, કે આ જમાનામાં વખતની કીંમત છે. છ કલાકનાં નાટકોના જમાના હવે ગયા છે. પશ્ચિમ પણ આવાં લાંબાં પિંજણોથી કંટાળી, હવે બબ્બે કલાકની

એકાંકી નાટિકાઓ અને ફારસો ભજવતું થઇ ગયું છે; પણ આપણે ત્યાં તો છ કલાક ચાલે તે નાટક કહેવાય, ને સારો ન હોય તો આખો ઉજાગરો માથે પડે. આખી રાત ચાલે, તે 'નવટંકી' નાટક અથવા ભવાઇ કહેવાય. બનવા જોગ છે, કે જેમ કેરીમાંથી ગોટલી ને ગોટલીમાંથી કેરી થાય છે, તેમ નવટંકીમાંથી નાટક થતું હોય ને નાટકમાંથી નવટંકી થતી હોય. બંગાળમાં આખી રાતમાં ચાર પાંચ નાટીકાઓ ભજવાય છે, છતાં તે ભવાઇ નથી, પરંતુ જુદી જુદી નાટીકાઓનો સમુહ છે. એથી જેને એક બેથી ધરવ થઇ જાય, તે રસ પડતો મુકયા વગર જઈ શકે છે. આપણા ગુજરાતમાં તેમ નથી. આવા બે કલાક ચાલે તેવા પ્રયોગો—અર્ધ નાટયો નથી. આ સંજોગોમાં મારો એવો અભિપ્રાય છે કે ' બે કલાક મોજ ' નાટિકા સમાજ નામે એક એમેચ્યુર મંડળી ઉભી કરવી.

જેમને સીનેમા જોવાનો કંટાળો છે, તેમને આવાં નાટયોથી ઓછા વખતમાં મોજ મળી રહેશે.

જેમને નાટકોના ઉંચા ભાવો સામે વાંધો છે, તેમને પણ, આ નાટિકાઓના કુદરતી રીતે જ ઓછા ભાવો રાખી શકાય તેમ હોવાથી, ઓછે ખર્ચે મોજ મળી શકશે.

શરૂઆતમાં ગંભીર યા કરૂણરસ કે વીરરસનું નામ ન લેવું; પરંતુ હાસ્યરસનાં જ નાટકો રજુ કરવાં; પરિણામે આ એમેચ્યુર સમાજ એક ધંધાદારી નાટકમંડળી થઇને ઉભી રહેશે ને તે દહાડે ભલે તેનું નામ વિનોદ વર્ધક નાટિકા સમાજ પાડવામાં આવે.

નાટકનું કદ નાનું, વખત પણ અડધો, તેમ ભાવ પણ અડધા રાખવા. વર્ગ પણ ૬ ને બદલે અડધા કરીને ત્રણ બનાવવા. નામ પણ નવાં આપવાં, જેમકે:—મોટર કલાસ રૂ. ૨), ટ્રામકલાસ રૂ. ૧), ખટારા કલાસ રૂ. ૦ાા. ચોપડીની કીંમત પણ ચાર આનાને બદલે અડધી કરીને બે આના રાખવી ને નાટકમાં જ પાછી આપનારને એક આનો પાછો વાળી આપવો! બોલો, હવે મારૂં આ બધું મંતવ્ય તમને છે મંજુર ? સેવક તો તૈયાર છે, માત્ર તમારી જ વારે વાર છે.

પ્રાણનાથ ને નટીઓ—(બન્નેસાથે શૂરમાં આવી) તો અમે પણ તૈયાર છીએ. હોશિયાર....ખબરદાર...

લેખક—તો પછી હોશીયાર, ખબરદાર...બહાદુરો, સાંભળોઃ
રંગભૂમિની રણભૂમિપર હાસ્યનું હથિયાર લઇ;
બહાદુર એમેચ્યુર મંડળી લડવા જવા તૈયાર થઇ.

( આખી પલટણ સજ્જ થાય છે. લેખક ખભાપર બેટ મૂકે છેઃ પ્રાણનાથ છત્રી મુકે છે અને નટીઓ તંબુરો મુકે છે...અને કોરસમાં બોલતા બોલતા ક્વીક માર્ચ કરે છેઃ )

ચિંતા ઉપાધિ દુઃખ સમા દુશ્મનતણા શા ભાર છે?
આ મશ્કરાઓ જીવવા કે મરી જવા તૈયાર છે.
તૈયાર છે તૈયાર છે બસ દુશ્મનોની વાર છે;
કાં તો એનો વિજય છે કાં તો અમારી હાર છે!

( આખી પલટણ ક્વીક માર્ચ કરતી વીંગમાં—રસોડામાં જઇ રહી છે, તે વખતે નટીઓ બેસી જાય છે. )

લેખક—એલા, તું કેમ બેસી ગયો ? રંગમાં ભંગ પાડયો ને ?

નટીઓ—નહિ, હું નહિ આવું.

લેખક—જો દોસ, મારી એક વાત સાંભળી લેઃ—

નથી આ ઓલીઆ જોશી કે સેન્ડોનો અખાડો;
મસ્તફકીરની મુકી મસ્તી મારો ખેલ ન બગાડો.
રોતી દુનીઆને બે ઘડી મોજનો કંઇક સ્વાદ ચખાડો;
દુઃખી આ દેશમાં ચિંતા ફીકરને લાય લગાડો..
ગરવી ગુજરાતમાં જીવવાની ગ્લાનિ જ્યારે વધી જાય;
ત્યારે આ બે કલાકની મોજનો અવતાર અહીં આ થાય.

તે વખતે તું ટાંગો ભાંગી બેસી જાય ?

નટીઓ—ભાઈ ! એ લડાઈ, બડાઇ ને અવતાર, એ બધું પછી; તારૂં એકાદું ગાયન ગાઇ નાંખે તો આવું. ઘણા વખતથી સાંભળ્યું નથી.

લેખક—બસ, એટલું જ ને ? પણ જો....

નટીઓ—પણ બણ કંઇ નહિ; ગાઇ નાંખે છે કે જાઉં ?

લેખક—ના....હું તો ગાઈશ...

નટીઓ—ચાલ ગા, ત્યારે....

લેખક—(ગાય છેઃ)

( ભીમપલાસી–ધુમાલી )

દિવ્ય દેશ અમ દુઃખમાં મરવા,
સર્જ્યો હીન હાસ્યવિનોદ
હાસ્યવિનોદ !

મુજી મુખ હસમુખા કરવા,
કોણ કરાવે હાસ્યવિનોદ
હાસ્યવિનોદ ?

ઉતરેલાં ડાચાં ઉતરાવી,
પેટ ચડાવે, આંસુ પડાવે એવા,
કોણ કરાવે હાસ્યવિનોદ
હાસ્યવિનોદ ?

જાતજાતની કડવી ચિંતા,
ગળી ગયું અમ ગુજરાતી નુર
ગુજરાતી નુર:

બળ્યા જળ્યા અમ જીવનમાં,
ઉલ્લાસતણાં કોણ વ્હાવે પુર ?
જરૂર જીવનમાં હાસ્યવિનોદ
હાસ્યવિનોદ !

( પડદો પડે છે. નહિ નહિ; ઉપલી છતના બાંકોરામાંથી ઉંદરડો પડે છે, એટલે ભાગાભાગ થાય છે કંપની આભાર માન્યા વગર વીખરાય છે. )

તમામ શુદ

ખેલ ખલાસ

# ગરીબ-ધનવાન !*

## એક પ્રવેશ

પાત્રો:—

**રાજાબહાદુર રૂપીઆજી**....એક કંજુસ ધનવાન

**ધરમસી**....તેનો નાનો ભાગીદાર

**વિદ્યારામ**....એક વિદ્યાવિલાસી દુઃખી યુવક

**કરસણીઓ** } બે લુટારૂ
**દમલો** }

**રૂપીઆજીનું દીવાનખાનું**:( તીજોરીનો દેખાવ આપવો. )

રૂપીઆજી–( ગાતા ગાતા આવે )

અંગ્રેજી તરજ

બસ રૂપીઆ ને બસ રૂપીઆ, મનથી રોજ રટું છું રૂપીઆ;
કેમ કમાવું, કેમ બચાવું, કેમ કરૂં હું ક્રોડ ઉપાય ?
જેથી બોલે હેમ બપૈયા, પાસે થાય કરોડ રૂપૈયા;
મારે આ દુનીઆના કુબેરજી બનવાની લાગી લ્હાય.

કોરસ:–

બંદા શેરસટ્ટા મર્ચન્ટ,
વળી ઘોડદોડ એજંટ;

---

* આ સંવાદ ઝરીઆ એંગ્લો ગુજરાતી સ્કુલના૧૯૨૪–૨૫ ના વાર્ષિકોત્સવ વખતે ભજવાયો હતો.

જ્યુટ રૂ રમે અર્જન્ટ.
આગ જીંદગી એકિસડન્ટ,
સર્વ વીમાના એજંટ;
ધંધા સળબંદર કરંત,
ધન બધેથી હું હરંત.
બોલો સાહેબો, રૂપીઆ–

ધર્મીને ત્યાં ધાડ હોય છે, કસાઇ ઘર સૌ સાજા છે;
ભગવાનજી તો ભાગી ગયા છે ને આજ રૂપીઆજી રાજા છે.
નિર્ધન કાજે સ્વર્ગનર્કતણા તૈયાર દરવાજા છે;
રૂપીઆવાળા પરમેશ્વર, કારણ રૂપીઆજી રાજા છે.

હું કોણ ? સેંટ્રલ અમેરીકાની કોસ્ટાનીકા કોલફીલ્ડની ખાણમાંના રૂપીઆમાંથી મુંબઇની ટંકશાળમાં છપાયલો રૂપીઓ ! one Rupee India, અઢારસોબોતેર ! આખી દુનીઆનો પરમેશ્વર હું છું, એનું જડબાંતોડ કારણ હું ધનવાન છું.

રૂપીઓ સૌનો પરમેશ્વર રૂપીઆની દુનીઆ દાસ;
આ રૂપીઆને રૂપીઆ ના આપે તેનું જાય સત્યાનાશ !

એકેએક અંગ્રેજ કે જર્મન કહેશે, કે રૂપીઆ વિના સામ્રાજ્ય નથી; ખુદ મહાત્મા ગાંધીજી પણ કહે છે, કે કરોડ રૂપીઆ વિના સ્વરાજ નથી, હું ને તમે બધા કહીએ છીએ, કે રૂપીઆ વિના સમાજ અને સંસાર નથી; રસ્તે ચાલતો કોઇપણ બાવો સાધુ ભીખારી કે સંન્યાસી કહે છે, કે રૂપીઆ વિના સંન્યાસ નભતો નથી. સવાશેર સાકર તો ખરી,

પણ જ્યાંસુધી તેની ઉપર સવા રૂપીઓ દક્ષિણાનો અપાતો નથી, ત્યાંસુધી મોક્ષનો ઓર્ડર મોકુફ રહે છે. આની જો એકવાર વાપરીને ખાત્રી કરવી હોય તો પુછો: આ દુનિઆમાં સ્વર્ગની ટીકીટ અપાવનાર એકલા આડતીઆ, મેસર્સ ગોરબાપા અને બ્રાહ્મણોની કંપનીને !

આ રૂપીઆનું જોર આજે જ છે અને અસલમાં નહોતું, એમ નથી. છેક શાસ્ત્રોથી માંડી આજસુધી એક ચોપડીના સાંકળીઆ પ્રમાણે એનું જ રાજ ચાલતું આવ્યું છે.

રા. રા. ભલભલા લક્ષ્મીના પતી–ખુદ શાસ્ત્રના બનાવનાર વિષ્ણુ ભગવાન ! તે પણ રૂપીઆવાળા કર્ણરાજા, બળીરાજા વગેરે પાસે ભીખ માગવા આવેલા; બાકી રહ્યા તેનાં શાસ્ત્રો એક જ. શાસ્ત્ર જ્યારે ફોનોગ્રાફના ભુંગળા માફક પોકારો પોકારીને કંઈક કહેતું હોય, પછી બીજાં શાસ્ત્ર વાંચવાની જરૂરજ શું હોય ? એક શાસ્ત્રમાં ત્યાંસુધી કહેલું છે કે :—

यस्यास्ति वित्तं स नरः कुलीनः
सः पंडितः स श्रुतिमान् गुणज्ञ :
स एव वक्ता स च दर्शनीय :
सर्वे गुणा : कांचनम् आश्रयन्ते

જ્યારે કર્ણરાજાનો રથ ભર લડાઈમાં એક હાથ ઉંડો જમીનમાં પેસી ગયેલો, તેમ ગરીબોની આંખો એક એક હાથ ઉંડી ચાલી જાય છે, તેનું કાંઇ કારણ ? બસ, રૂપીઆ વગર ! ભાઈઓ, બસ જ્યાં દ્રષ્ટિ દોડાવો, ત્યાં આજે રૂપીઆજી રાજા છે. ( સામેથી ધરમશી આવે છે. )

ધ–એ રામ રામ, રૂપીઆજી શેઠ ! રામ રામ !

રૂ–કોણ, ધરમશી ? કેમ, કાંદા બટેટાનો સટ્ટો કેમ ચાલે છે ? ચોપડા બોપડા લાવ્યો છે કે ?

ધ–હા જી, આ રહ્યું સરનામું. ( કાગળીઉં આપે છે. )

રૂ–(વાંચે છે:) શ્રી વટાવ ખાતે જમા રૂ. એક લાખ, (સ્વગત) અધધધ ! મારો બેટો ધરમશી, એ પૈસાને ભાગે ૩૦૦૦ રૂપીઆ લઇ જશે, એમ ? હું....અં....કયાં રૂપીઆજી કાચો છે ? એને ખબર નથી. અહીં તો હૃદય ને નીતિને બદલે પોરબંદરી પત્થરનું પાકું કામ છે ! ( આગળ વાંચે છે: ) એક લાખ–શ્રી વટાવ ખાતે ઉધારી શ્રી :ધર્માદા ખાતે જમા–રૂપીએ એક આના લેખે રૂ. ૬૨૫૦). (પ્રકટ) બાપ રે ! અલ્યા ધરમશી, બસ એક:જ લાખ નફો ? ને તેમાંથી પાછો આટલો બધો ધર્માદો ? ભસી મરને ભાઈ, કયા ગરીબોને જીવવાની એટલી બધી જરૂર પડી ગઈ ?

ધ–શેઠજી, એમ આકળા ન થાઓ. એક તો લોકો પાસે અનાજ ખાવા પૈસા નથી, ત્યાં શાક લેવા તો શેના જ હોય ? એટલે શાક માર્કીટ મંદી, તેમાં વળી ધર્મ નીતિથી કમાતાં......

રૂ–બસ કર, ધરમશી ! હવેથી ધર્મનીતિનું જો મારી પાસે નામ લીધું તો બે કાન વચ્ચે માથું કરીશ ! એ તારી બધી કેંકોલોજી શાસ્ત્રનાં ગપ્પાં હું સાંભળવા નથી માગતો. સાંભળ, મારૂં અલ્ટીમેટમ : નફો તેં દબાવ્યો છે, ચોક્કસ દબાવ્યો છે, પાક્કે પાયે દબાવ્યો છે; એટલે કે તારો ભાગ નહિ મળે......

ધ–પણ શેઠજી....

રૂ–બસ....આગળ સાંભળ: ધર્માદાએ મારે ત્યાં અનામત મુકી શું ખાતું રાખ્યું છે, કે જ્યારે હોય ત્યારે અગ્રે-અગ્રે ધર્માદા અગ્રેઅગ્રે ધર્માદા ? ને વળી તું ધર્માદો કરનાર કોણ ? એક રૂપીઆમાં એક બે પૈસાનો મામુલી ભાગીદાર, ધણ થઇને રૂપીઆમાંથી એક આનો ધર્માદો કરી દેનાર.... કોના રૂપીઆ ને કોની પાઇ, ને ધર્માદો કરે મારા ધરમશીભાઈ! બસ...એ રૂપીઆ મારે ખાતે જમા કરી તારે ખાતે ઉધારવામાં આવશે, સમજ્યો ? તું ઠીક ગરીબોને મળ્યો છે, મફતીઓ કરણરાજા ! આવો જોઉં, મારી પાસે કોઇ લેવા....છે કોઇ માયનો પુત ?

ભૈરવી

( સાખી )

જ્યાં જ્યાં નજર મારી ઠરે, ત્યાં ત્યાં નિરાશા એક છે;
લાખો કંઈ આશા કરો, આખર નિરાશા એક છે.

રૂ–સાંભળો, આ સનાનના સમાચાર! એ કોણ છે સનાનીઓ ? ( વિદ્યારામ આવે છે. )

વિ–નથી, એક ટીપું પણ નથી.

રૂ–શું નથી ? રૂપીઆનાં જ રોદણાં લાગે છે.

વિ–આખી દુનિયા શોધી વળ્યો: ગામ, શહેર, પર્વત, વન, વાડી જંગલ, રાજ અને શહેનશાહત: દયા શોધી શોધી થાકયો, પણ કયાંઈ નથી. આ એક વિદ્યારામને મદદ કરવા, અરે ત્રણ દિવસના એક ભૂખ્યા બ્રાહ્મણને

એક સુકો રોટલો નાખવા, લાખો રૂપીઆના માલીકો આજ કંગાલ થઈ ગયા છે. જ્યાં જોઉં, ત્યાં નિરાશા, દુઃખ, અંધકાર....

જ્યાં જ્યાં નજર મારી ઠરે ત્યાં ત્યાં નિરાશા એક છે;
લાખો કંઈ આશા કરો આખર નિરાશા એક છે.
છે માનવીનાં અંતરો સાગર નિરાશાના ભર્યા;
આશા ભલે મોજે ચઢે આખર નિરાશા એક છે.
ધર્મ માગે છે પ્રભુ પણ માનવી માને નહિ;
એ ધર્મગ્લાની જોઈને ઈશને નિરાશા એક છે.
વાંચ્છે રવિ ને ચંદ્રમા કંઈ પૂર્ણ પોતાની કળા;
પણ સાત દિની સાહ્યબી અંતે નિરાશા એક છે.
સંસારમાં દ્રષ્ટિ કરો તો સર્વ છે દુઃખી જીવો;
સૌને રહી કંઇ કંઇ નિરાશા ને નિરાશા એક છે.
જીવન વીતે આશાભર્યાં એ એક નિરાશા થકી;
કહો મને કયાં કયાં નથી ? જ્યાં ત્યાં નિરાશા એક છે.

રૂ–રૂપીઆ વિણુ શું હાલ થાય, તેના આ જીવતાં વાજાં છે;
દુનીઆના ઓ રાંકાઓ ચેતો આજ રૂપીઆજી રાજા છે.

ધરમશી–(વિદ્યારામની પીઠપર હાથ ફેરવી) સાઈ, તમે ભુખ્યા છો ?

રૂ–હયો, આ ગરૂડે ચડીને ભૂખ્યાઓને સહાય કરવા સાક્ષાત અન્નપૂર્ણાદેવી આવી ચઢયાં ! જોઈ હયો શીકલ....

વિ–(પ્રફુલ્લ થઇ ઉભો થતાં) હાશ, કેવો સંતોષ થાય છે? (ઉભો થઈ સામું જોઇ) ભાઇ! ભુખ્યો હતો, પણ હવે નથી. હું અન્નનો ભુખ્યો ન્હોતો. દયાનો ભુખ્યો હતો.

ધ–તમને કંઇ જોઇએ છે?

વિ–હા, થોડોક આધાર....

ધ–ધનનો?

વિ–પણ વધારે નહિ, માત્ર ગુજરાન પુરતી નોકરીનો.

રૂ–(નેણ ચઢાવી–સ્વગત) શું ધનનો આધાર? એટલે રૂપીઆ જ કહોને. (પ્રકટ) અલ્યા ધરમશી, આઘો ખસ. (ખસેડે છે.) (વિદ્યારામને) કેમ મહેરબાન! આપ ક્યા કાયદાની રૂઇએ ધન માગવા આવ્યા છો, જરા કહેશો? શું તમારા દાદાજી મારા દાદાજીને ધીરી ગયેલા કે?

વિ–ના, શેઠજી! પણ પ્રભુના કાયદાથી, ધર્મના કાયદાથી. હું મારી વિદ્યા આપું, તમે તમારૂં થોડુંક ગુજરાન પુરતું ધન આપો.

રૂ–આ બીઝનેસ સાચું. હું થોડાક ધુમાડો જોખી આપું, તમે તેના પૈસા આપો. સેંકડે સો ટકા ખોટનો સોદો. આપનું નામ, મીસ્ટર?

વિ–વિદ્યારામ.

રૂ–વિદ્યારામભાઇ! પ્રભુના કાયદાની મદદ લેવા નીકળી પડ્યા, પણ પ્રભુને તમે ઓળખો છો કે?

વિ–હા, સાક્ષાત દયામય, દીનબંધુ....

રૂ—(હસીને) પાગલ છો, પાગલ! પ્રભુના જેવો પક્કો અંગ્રેજી બીઝનેસમેન આ દુનીઆમાં કોઈ નથી. જુઓ, સાંભળો: ધનની દેવી જે લક્ષ્મી, તે પોતે પરણી બેઠા ને પેલી ભીખારણ સરસ્વતીની મા સાવીત્રી, ને ડુંગરની દીકરી ભીલડી પારવતી બીજા દેવોને સોંપી. કહો, આ પોલીસીમાં કંઈ સમજણ પડે છે? મારા સાહેબ, પ્રભુનો કાયદો આવો છે. પહેલા રૂપીઆ પછી બીજી વાત.

વિ—કેવી અજ્ઞાન દલીલ? કેવી અશાસ્ત્રીય?

રૂ—અરે શાસ્ત્રના વકીલ સાહેબ,

દેવ ગયા ડુંગરપર, પીરોને મક્કાની માઝા છે;
છાપખાનામાં શાસ્ત્ર સડે છે, આજ રૂપીઆજી રાજા છે.

મુરબ્બી, આ દુનીઆ એક પાનાનો ખેલ છે; એમાં રૂપીઆજી રાજા છે ને બાકી તો બધી રાણીઓ અને ગુલ્લાઓ........

વિ—કબૂલ છે, શેઠજી! પણ વિદ્યા, સાહિત્ય, સંગીત અને કળા એ ચાર એક્કાઓ છે, તે ન ભુલો. શાસ્ત્રકારો પણ કહે છે કે:—

विद्या नाम नरस्य रुपमधिकं प्रच्छन्न गुप्तं धनम्
विद्या भोगकरी यशः सुख करी विद्या गुरुणां गुरुः।
विद्या बन्धुजनो विदेशगमने विद्या परं दैवतम्
विद्या राजसु पूज्यते न तु धनं विद्या विहीनः पशुः ॥
साहित्यसंगीतकलाविहीनः
साक्षात् पशुः पुच्छविषाण हीनः।